શ્રી વિદ્યા વિનોદી વિનોદ માળા. નં૦ ૨.

# चारु शीला.

નવલ કથા.

પ્રથમ ભાગ.

લેખક.

ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.

---

પ્રસિદ્ધ કરનાર.

શ્રી વિદ્યા વિનોદી મિત્ર મંડળ.



---

અમદાવાદ.

"વિજય પ્રવર્તક" પ્રીન્ટીંગ પ્રેસ.

---

સંવત ૧૯૬૪. ઈ૦ સ૦ ૧૯૦૮.

મૂલ્ય ૦—૮—૦

Not hope herself with all her flattering art
Can cure this stubborn sickness of the heart.

જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહીં ભાસે
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.

બાલાશંકર.

# अर्पण पत्रिका.



પરમ પૂજ્ય

## શેઠ ઠાકરસી સચસિંહ ઠક્કર મુ. કરાંચી.

મ્હારા તરફ આપના અતુલ સ્નેહથી, મ્હારા વિદ્યાભ્યાસમાં
તેમજ વ્યવહારિક કાર્યોમાં અનેક પ્રકારની સહાયતા કરી
-કરતા હોવાથી અને આપના સૌજન્ય વિદ્યા
પ્રીતિ સ્વદેશ પ્રીતિ, ધર્મ પ્રીતિ, આપણી
વિદ્યામાં પછાત જ્ઞાતિને ઉન્નત કરવાની
આકાંક્ષા, વિગેરે ગુણોથી આક-
ર્ષાઈ આ લઘુ પુસ્તક આ-
પનેજ પ્રેમ-ભક્તિ
પૂર્વક અર્પણ
કરૂં છું.

લી૦

હું છું આપનો નમ્ર સેવક.

ઉ. વુ. ઠક્કર.

# प्रस्तावना.



આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની થોડીજ આવશ્યકતા હોય, તથાપિ નિયમ અનુસાર સૂચનાના બે શબ્દો નિરાવશ્યકીય નહી થાય.

સાધારણ વર્ગના લોકોને જીવનના ઉચ્ચ રહસ્યો ત્હેમના કર્તવ્યો અને સ્થિતિ સ્હમજાવવા નવલ કથાઓ જરૂરની છે. આ વર્ગને જે ફાયદો નવલ કથાઓ કરી શકે છે, તે સાહિત્યના ઉચ્ચ ગ્રન્થો ભાગ્યેજ કરી શકે. સ્વર્ગસ્થ સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇએ જન સેવા અર્થે નવલ કથાની પસંદગી કરી ત્હેનું એજ કારણ છે.

શ્રીયુત આનંદશંકર બાપુભાઈ ધ્રુવ "પ્લુટાર્કના જીવનચરિતો" નું અવલોકન કરતાં લખે છે કે જ્યારે આ જાતના પુસ્તકો જોઇએ છીએ ત્યારે એમ થાય છે કે આવા દસ વીસ પુસ્તકોજ રાખી બાકીનાનો નાશ કર્યો હોય તો લોકોનો કેટલો બધો વખત નકામો જતો બચે?

અલબત ઉચ્ચ ગંભીર અને જીવનના સાર રૂપ અનુભવથી ભરેલા ગ્રન્થો જન સમાજની જે સેવા કરી શકે છે, તે સાધારણ નવલ કથાઓ કરી શકતી નથી, પણ બધા લોકો કંઈ એકદમ એવા ઉચ્ચ ગ્રન્થો વાંચવા અધિકારી નથી થઇ શકતા. ઉચ્ચ ઉદ્દેશથી લખાયલી નવલકથાઓ જન સમાજને એ ગ્રન્થો વાંચવા અધિકારી બનાવે છે. ત્હેમને ઉચ્ચ માર્ગ દોરે છે. આ રીતે જોતાં કંઈ સઘળી નવલકથાઓ શ્રીયુત આનંદશંકરભાઇ ધારે છે તેવી નકામી નથી.

કેટલાક લેખકો માત્ર ધન પ્રાપ્તિ અર્થે લોકોની લાગણી—અનીતિ-

એમ લાગણી પોષવા ત્હેમને પ્રસન્ન કરવા નવલકથાઓ લખે છે, આવા પુસ્તકોને નવલકથાઓ કહેવાય કે કેમ ત્હેને માટે મ્હોટો સંદેહ છે.

મ્હારા તરફથી આઠ માસ પહેલાં "કથાવિનોદ" નામનું પુસ્તક બહાર પડ્યું. ઘણા સજ્જનોએ ત્હેને હર્ષથી વધાવી લીધું, અને એ પ્રયાસ ચાલુ રાખવા ઉત્સાહ ભર્યા વાકયોથી સલાહ આપી. ત્હેનેજ પ્રતાપે આજે આ "ચારૂશીલા" વાંચક બંધુઓ પાસે મૂકવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે.

આ કોઈ બંગાળી કે ઇંગ્રેજી પુસ્તકનું ભાષાંતર નથી. તેમ સ્વતંત્ર પણ નથી. વિવિધ વખતે વિદ્વાન કિંવા સાધુજનોના પુસ્તકો દ્વારા કે પ્રત્યક્ષ થયલા સમાગમ, અને સાંસારિક દર્શનનું ફળ છે. જો રચનામાં કંઇ ખામી હોય તો દોષ લેખકનો છે, જો બીજી કંઈ ખુબી હોય તો પ્રતાપ એ વિદ્વાન જનોનો છે.

કરાંચીમાં ગુજરાતી છાપવાનું કામ બરાબર ન થઇ શકતું હોવાથી આ પુસ્તક અમદાવાદમાં રા. ભોગિન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ મારફત છપાવ્યું છે, પણ રા. ભોગિન્દ્રરાવ પોતે વ્યવસાયી હોવાથી અને પોતે કેટલુંક કાર્ય અન્યને સોંપેલું હોવાથી પ્રુફમાં કેટલીક ભૂલો રહી ગઇ છે, આશા છે કે વિદ્વાન વાંચકો તે સુધારી વાંચશે.

આ કામમાં રા. અંબાલાલ જીવણજી. નાયક રા. બુદ્ધિમદાસ મૂલજી. રા. રણછોડદાસ નરસિંહ વિગેરેએ વખતો વખત મદદ આપી છે તેમજ રા. વલ્લભદાસ વિશનજી ઠક્કરે બીજાજ પ્રકારની મદદ કરી છે, એ સર્વ મિત્રોનો અત્રે ઉપકાર માનું છું.

કરાંચી.

તા. ૧૮-૭-૧૯૦૮. ઉ. પુ. ઠક્કર.

# અનુક્રમણિકા.

# ચારુ શીલા.

## નવલ કથા.

## પ્રથમ ભાગ.

## પ્રકરણ ૧ લું.

## વનમાંથી અવાજ !

ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાંએ.

કલાપી.

આ એક વિશાળ ભયંકર વન છે જેમાં અનેક પ્રકારના વૃક્ષો છે. દૂરથી મેદાનમાંથી દ્રષ્ટિ કરતાં વૃક્ષોનાં મથાળાં અને પાંદડાં એક નીલરંગી મહાસાગર હોય અને પવનની લહરીઓથી નિરંતર થતી પાંદડાંની ગતિ મોજાં હોય એવી સહજ કલ્પના થાય. પાંદડાં એટલાં ગીચ છે કે સૂર્યની રોશની જેમાં ભાગ્યેજ પ્રવેશે; આ વનમાં અનેક હિંસક પશુઓ, વિધવિધ પક્ષીઓ અને ન્હાનાં જંતુઓ રહે છે

વન ભયંકર છે, અને સમય રાત્રીનો—મધ્ય રાત્રીનો છે. રાત્રી અંધારી છે. તારા કોઇ કોઇ દેખાય છે, પણ તે અંધકારને દૂર કરવા અસમર્થ છે. શીયાળાની ૠતુ હોવાથી હિંસક પશુઓ પોતાની ગુફાઓમાં, પક્ષીઓ વૃક્ષોપર માળામાં, શાંત નિદ્રા લે છે. ક્યારે ક્યારે

કોઈ પશુશબ્દ થાય છે. પાછી શાંતિ પ્રસરી રહે છે. પવન પણ શાંત વાય છે.

આ નીલરંગી મહાસાગરમાં શાંતિનો ભંગ કરનાર કોઈ પણ વસ્તુ હોય તો તે એક મનુષ્યનો ગુંગળાયલો દુઃખી સ્વર છે. “ શું મ્હારૂં ઇચ્છિત મ્હને નહીં મળે ? ” શાંતિ પ્રસરી રહી. થોડી વારે ફરી શબ્દ થયો. “ શું મ્હારૂં ઇચ્છિત મ્હને નહીં મળે ? ” શાંતિ-સાગર પોતાના નીલરંગી મંદ અવાજ કરતા મોજાંને પહેલાંની પેઠેજ પોતાની છાતીપર આળેટાવવા લાગ્યો. ત્રીજીવાર નિશ્વાસ સાથે સંભળાયું.

“ અહા ! હું એકલો દુનીયાં—બીયાબાંમાં સુનો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું.
અરે ! તે બાળપણનાં ક્યાં ! ગયા સાથી બધા સાચા !
ગઇ ક્યાં પ્રાણ પ્યારી તે ! રહી મુજ ભાગ આ વાચા !
સુણાતું તેમ ક્યાં બેસી ! નથી કો ઠામ રોવાનું,
ભર્યું છે એકદર દુનીયા વિષે જ્યાં ત્યાં વગોવાનું.
અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિ તણી આશા,
સિતમગર લે ધરી ગરદનઃ—નિરાશા એજ છે આશા. ”[1]

ગાનના શબ્દમાં ગાનારની ઉંડી દુઃખ ભાવના વ્યક્ત થતી નથી. પળવાર એની છાયા આસપાસ પવનમાં પ્રસરી રહી. આશા ! આશા ! મ્હને આમ રખડતો રાખી શું તું અધર અધર ઉડયાજ કરશે ?

1 સ્વર્ગસ્થ મ. ન. દ્વિવેદી.

## પ્રકરણ ૨ જું.

# સુખ દુઃખની વાર્તા.

સમય દ્વિપ્રહરનો હતો. કરાંચી શહેરના રસ્તા શાન્ત હતા. માત્ર ક્વાચિત્જ મનુષ્ય પસાર થતું જોવામાં આવતું. એક ગાડી ડેન્સોહોલ પાસે થઇ થોડે ચાલી એક સુશોભિત મકાન પાસે અટકી. અંદરથી એક સ્ત્રી ઉતરી મકાનના દ્વારમાં દાખલ થઈ; ગાડીવાળાએ ગાડી ફેરવી.

આ સ્ત્રી અંગે બહુજ કૃષ જણાતી હતી. ગળાનો હાર બારે પડતો હોય એમ લાગતું હતું. બંગડીઓ છેક ઉપર ચ્હડી જતી. ચહેરો પણ ફીકો અને શોકગ્રસ્ત લાગતો હતો. આ સ્ત્રીને જોતાંજ ઉપરથી એક બાલિકા ઉતરી આવી. " કેમ રાધે બ્હેન, આજે તો ઘણે દિવસે પધાર્યાં."

" હા બ્હેન, ઘરનાં કામમાંથી પરવારૂં ત્યારેકની ? તું ખુશીમાં તો છે ને ? બાબી ! ચારૂ બ્હેન, જમના બ્હેન વગેરે સૌ ખુશીમાં છે ને ?" આવનાર રાધાએ સ્હામો પ્રશ્ન કર્યો.

"હા સૌ ખુશી છે. તમારાં સાસુ નણંદ સૌ ખુશીમાં છે ને ?"

આવી વાતો કરતાં આ બન્ને જણ ઉપર ગયાં ... ઉપર ચારે તરફ ઓરડીઓ હતી, અને વચમાં સુંદર છે... ...ન પરસાળ હતી. દાદરની સ્હામેજ એક સુશોભિત દિવાનખાનામાં તેઓ દાખલ થયાં. દિવાનખાનું સુંદર તેમજ આકર્ષક હતું. ભૂતલપર રંગબેરંગી જાજમ પાથરેલી હતી. દિવાલોપર સુંદર ચિત્રો ટાંગેલાં હતાં. એક કાચના દરવાજાવાળા કબાટમાં પુસ્તકો ગોઠવેલાં હતાં. બીજામાં વસ્ત્રો હતાં. એક બાજુ સુંદર ટેબલ અને કેટલીક ખુરશીઓ પડેલી હતી.

જાજમ પર એક જોબનમાં પ્રવેશતી સુંદર બાળા ભરત ભરતી બેઠી હતી. રાધાને જોઇ તેના મુખપર આનંદ છવાઇ રહ્યો. ઉઠી, બેટી પોતાની પાસે જાજમપર બેસાડી. "રાધે બ્હેન, ત્હમે તો હમણા બહુજ સૂકાઇ ગયાં છો." ભરત ભરનાર બાળા બોલી. રાધા શાન્ત રહી.

"જવાબ કેમ નથી દેતાં? મ્હારાથીએ છુપું? ના! ના! ત્હમને મ્હારા સમ ન કહોતો." "ચારૂ, તું હજી કુમારિકા છે સંસારીઓના સુખ દુઃખ વિશે ન સમજે. એ તો એમજ ચાલ્યા કરે છે."

"અંહ...એમ કહી તમે વાત છુપાવો છો." ચારૂશીલાએ હઠ લીધી. એટલામાં એક બીજી સ્ત્રી દાખલ થઈ. આ સ્ત્રી અંગે જરા પુષ્ટ હતી. ઉમર પણ પચીશેક વર્ષની હશે. "રાધા બ્હેન! ત્હમે આજે અંહિયાં? રસ્તો તો નથી ભૂલી ગયાંને?" તેણે હર્ષથી ફરી પ્રશ્ન કર્યો.

"નારે બ્હેન પિયેરનો તે રસ્તો ભૂલાય કે?" રાધાએ શાંતિથી ઉત્તર આપ્યો. બીજી વાત સાંભળી?" આવનાર સ્ત્રી બોલી.

"ના જમના બ્હેન, એ શું વળી?" રાધાએ કહ્યું.

"પેલી લીલાએ પોતાની દીકરીનું સગપણ રતનસી સાથે કર્યું." દશ વર્ષની વહુ ને પચાસનો વર. જોડી તો જુગતે જુરી હો." જમના રાધા પાસે બેસી રસથી વાતો કરવા મંડી.

ચારૂ ને આવી નિંદાની વાતો તરફ પ્રથમથીજ તિરસ્કાર હતો એટલે તેતો એ તરફ ધ્યાન ન દેતાં ભરત ભરવા લાગી. રાધા પણ કંઈ બોલી શકી નહી. તેના સુકુમાર નેત્રમાંથી એક અશ્રુ ખરી પડ્યું. સાડીના છેડા વતી લુછી નાંખ્યું. ચતુર ચારૂશીલા આ જોઇ સ્તબ્ધ થઇ ગઇ. જમના પણ જોઈ રહી.

ઘરમાં એક સત્તરેક વર્ષની, સાદા પણ સુશોભિત સ્વચ્છ પોષાક વાળી સ્ત્રી કેડે બાળકને લઇ દાખલ થઈ. અંગપર ઘરેણા પણ જુજ હતા. તેના મુખપર ગંભીરતા, શ્રદ્ધા અને સુશીલતાની છાપ પડી રહી હતી. ચન્દ્રને જોતાં તારામંડળ નિસ્તેજ થાય તેમ આ સ્ત્રીને જોતાં સૌ સ્ત્રી મંડલ શાન્ત થયું. તેના માટે તેમના મધ્યમાં સ્થાન થઇ ગયું. રાધા, જમના ચારૂશીલા વિગેરેએ આનો ભાવપૂર્વક સત્કાર કર્યો.

" કેમ બ્હેનો! શાન્ત તો છોને ? " આવનાર બોલી.

" હા, ભાભી, સૌ સારૂં છે, રાધાએ નમ્રતાથી કહ્યું.

" રાધે, ત્હારા ઘરની ખટપટ તો શાન્ત છે ને ! "

રાધા બોલી શકી નહીં. તરતજ ર્‌હેના મુખપર દુઃખનો દેખાવ પ્રદર્શિત થયો. "એતો મ્હારા મરતાં થશે." એટલુંજ મહા કષ્ટે બોલાયું અને ખુબ રડી. પ્રશ્ન કરનાર પાર્વતીએ તેને પોતાની છાતી સરખી ચાંપી. દુઃખી બાળાએ છાતીનેજ વિશ્રામ સ્થાન ગણી તેનાપર માથું રાખી રડી રડી દુઃખના ઉભરા શાન્ત કરવા લાગી. જમના ચારૂ અને ન્હાની ડાહી ચકિત મુખે આ કરૂણા જનક દેખાવ જોઇ રહી

" વ્હાલી રાધે, સ્ત્રીઓનો અવતારજ એવો છે. તું ખરેખર દુઃખી છે પણ દુઃખથી મુક્ત થવાનો એકજ માર્ગ છે, તે તું દિન પ્રતિદિન અધિક ધૈર્યવાન થતાં શીખ ધૈર્ય રાખ; શાન્ત થા. ઇશ્વર ત્હારો બેલી થશે. બ્હેન, અમે ગમે તેટલું કરીએ પણ આખરે ત્હારૂં રહેવું તો ત્યાંજને ! "

" પાર્વતી ભાભી ! ધૈર્યને પણ હદ હોય છે. " રાધા રડતાં રડતાં બોલી. " જો સ્ત્રીઓના મધુર હૃદયમાં ક્રૂરતા વાસ કરશે તો પ્રેમ, અને શાન્તિને રહેવાનું સ્થાનજ ક્યાં રહેશે ? દુઃખરૂપી અસિ પ્રહારને ત્હારા

હૃદયની પ્રેમરૂપી ઢાલમાં ઝીલી છે. આપણું દુઃખ તે શી વસાલમાં? સીતામાતા, ને કેટલું દુઃખ પડ્યું? દમયંતી તારામતી વિગેરે સ્ત્રીઓ ધૈર્યથીજ દુઃખ સહી જગતને દ્રષ્ટાંત આપતી ગઈ. બ્હેન શાન્તિજ સ્ત્રીઓનું ભૂષણ છે."

પાર્વતીના પ્રેમી શબ્દોથી રાધા આશ્વાસન પામી હોય એમ ત્હેના મુખપટથી જણાયું.

રાધા અને ચારૂશીલા બન્ને સગી બ્હેનો હતી. ત્હેમનો પિતા નરસિંહભાઈ એક સાધારણ વર્ગનો વ્યાપારી હતો. આપણા હાલના વ્યાપારીઓમાં જે સાધારણ—કામ સંબંધી જ્ઞાન હોય છે એજ ત્હેનામાં હતું. ત્હેમની માતા ગંગાબાઇ સ્વભાવે નમ્ર સુશીલ અને પવિત્ર હતી. પોતાના પતિને એક નિષ્ઠાથી પૂજતી. કોઇ વખતે ત્હેના હુકમનું ઉલ્લંઘન કરતી નહી. રાધા અને ચારૂમાં પણ માતાના ગુણો ઉતરી આવ્યા હતા. આપણા અસલના લોકોમાં—મુખ્યત્વે ધનવાનોમાં પોતાના પુત્ર પુત્રીઓને જેમ બને તેમ વ્હેલાં પરણેલા જોવાની ઇચ્છા હોય છે તેવી ઇચ્છા એમાં પણ હતી. તે ઇચ્છાનો પ્રથમ ભોગ રાધા થઇ. સાત વર્ષની વયે તો તે સાસરે ગઇ. જ્યાં સુધી ત્હેનો સસરો જીવતો હતો અને સાસુ તથા નણદોને નવી વહુ વ્હાલી લાગતી હતી, ત્યાં સુધી સઘળું ઠીક ચાલ્યું. પણ વિવાહ પછી સસરો તરતજ મૃત્યુ પામ્યો, તેમજ સાસુ સ્વભાવે કડક હોવાથી બાળાને ખુબ વેઠવું પડતું. એક બે વખત તો માતાને કહ્યું, પણ આથી કજીયા થતા, અને રાધાનો ભવિષ્યમાં વધારે દુઃખ મળતું. તેમજ ત્હેની માતા પણ ત્હેને આ સ્થિતિમાં મૂકી મૃત્યુ પામી. એટલે દુઃખ રડવાનું સ્થાન ન રહ્યું.

ત્હેનો પતિ ગંગારામ ન્હાનપણે લાડમાં ઉછરેલો હોવાથી. પૈસા

છૂટ હોવાથી ઘણા ધનવાનોના પુત્રોને હોય છે તેમ વિદ્યા સાથે વેર હોવાથી ત્હેમાં સર્વે દુર્ગુણો પ્રવેશ્યા. તેમજ પિતાના મૃત્યુ પછી તો તે સ્વતંત્ર થયો. એટલે ત્હેના દુર્ગુણો પ્રબળ થયા. માતા કે બ્હેનનું જરા સાંભળી તે રંક પત્નીપર વારંવાર હાથ ઉઠાવતો, રાધા જેમ જેમ સમજણી થતી ગઇ તેમ તેમ ત્હેનું જીવન વધારે દુઃખમય—નિરાશામય જેવા લાગી. ત્હેને કોઇ પૂછતું તો રડતી. કોઇ વખત હૃદય ખોલી પોતાનાં દુઃખો કોઇને કહેતી નહીં. હમણા ત્હેની ઉમર પંદર વર્ષની હતી.

પાર્વતી રાધાના મ્હોટા ભાઇ ચતુર્ભુજની પત્ની હતી. તે ઘરમાં આવી ત્યારે દશ વર્ષની હતી પણ સ્વભાવે સુશીલ પ્રેમાળ અને બોલવામાં ચંચળ હતી. ન્હાની નણંદ ચારૂશીલા અને સાસુ ત્હેના પર પ્યાર રાખતી તેમજ પતિ પણ ઉમરે મ્હોટોને ભણેલો હોવાથી પ્રેમથી પોતાની નવવધુને કંઈ કંઈ વાતો કહેતો. તે બાર વર્ષની થઇ ત્યારે સાસુ સ્વર્ગવાસી થઈ અને ઘરનો ભાર ત્હેનાપર પડયો. પતિ અને ન્હાની નણંદની મદદથી તે સઘળું કામ કરતી. આ પ્રમાણે તે આખા ઘરનું પ્રેમપાત્ર થઇ હતી. જેમ જેમ ઉમર વધતી ગઇ તેમ તેમ ઘરની ચિન્તા પણ વધતી ગઇ. ઘર સુંદર કેમ રહે, આસપાસ સ્વચ્છતા શી રીતે રહે, ઉત્તમ ઉત્તમ ભોજન કેમ કરવાં કે જેથી શ્વસુર અને પતિ પ્રસન્ન રહે એ પ્રશ્નો તે કાળજીથી અમલમાં મૂકતી તેમજ ફુરસદનો વખત બીજી સ્ત્રીઓ પેઠે ગામ ગપાટામાં નહીં પણ ભરત, ગુંથણ આદિ ગૃહકલાઓમાં ગુજારતી.

ચારૂશીલા હજી કુમારિકા હતી. ત્હેના પિતાતો ત્હેને ક્યારનીએ પરણાવી દેત પણ કરાંચીમાં ત્હેમને જોઇએ તેવું કુટુંબ મળતું ન હતું. આથી ત્હેના પિતાને ઘણી ચિન્તા થતી. તે પોતે એક બેવાર મુંબાઇ

ગ્યો હતો તેમજ સંબંધીઓ દ્વારા તપાસ પણ કરાવી હતી પણ હજી સુધી ત્હેને જોઇએ તેવું ધનવાન કુટુંબ મળ્યું ન હતું.

ચારૂ બાળપણથીજ ઘણી દેખાવડી, મમતાળુ અને મીઠું બોલી હતી. જે કોઇ ત્હેના તરફ જોતું તેનો પ્રેમ આકર્ષવાની ત્હેનામાં સ્વાભાવિક શક્તિ હતી. તેનું જન્મ નામ તો લક્ષ્મી હતું પણ નરસિંહબાના કુટુંબ સાથે પદ્મિનીનાથ નામના બંગાળી વ્યાપારીના કુટુંબનો ગાઢ પરિચય હતો. ત્હેની પત્નીએજ બાળાનું સૌન્દર્ય જોઇ ત્હેને ચારૂશીલાનું નામ આપ્યું. આ નવું નામ ઘરમાં સૌને પ્રિય લાગતું. એટલે એજ ત્હેનું જન્મનામ થઈ ગયું હતું. હમણા ત્હેની ઉમર તેર વર્ષની હતી. બાળપણના હાસ્ય મધુર હાસ્યને સ્થાને ત્હેના મુખપર લજ્જા આવવા મંડી હતી. શરીરના અવયવોમાં પણ યૌવનરાજે પોતાની પ્રભા પ્રસારેલી જણાતી હતી. વિશાળ નેત્રોમાં નિર્દોષતાને સ્થાને મોહનું દર્શન થતું હતું. અલંકારો પણ તેને નવીજ શોભા આપતા હતા.

જમના, ચારૂશીલા અને રાધાના કાકા નારાણદાસની પુત્રી હતી. ત્હેની માતા લડકણી, કડક સ્વભાવની અને સ્વતંત્ર હોવાથી ત્હેનામાં ન્હાનપણથીજ એ ગુણો ઉતરી આવ્યા હતા. ગાજુંને એકને બદલે ચાર કહે ત્યારેજ ઠરતી. સુભાગ્યે પતિ પણ જરા ઠંડી પ્રકૃતિનો મળ્યો હોવાથી તે આખા ઘરપર હુકમ ચલાવતી. ગામમાં બનતા બનાવો જાણવાની અને તે વિશે ચર્ચા કરવાની તે રસિક હતી.

રાધાને આવતાંજ બોલાવનાર બાળા જમનાની દેરાણી ડાહી હતી. ત્હેના માબાપ ત્હેને બાળપણમાં પાંચ વર્ષની મૂકી મરણ પામ્યાં હતાં. તે બ્હેનની પાસે ઉછરેલી હતી. મ્હોટા કુટુંબવાળી બ્હેનને ન્હાની ડાહી ભારરૂપ થતી હોવાથી ત્હેના લગ્નનો વિચાર કરવા લાગી. ડાહીનો ભાઈ

ઉદયચંદ્ર વિદ્વાન અને સદ્દગુણી હતો. પોતાની બ્હેનના વિચારની તે વિરૂદ્ધ થયો. પણ કંઇ ચાલ્યું નહીં. ડાહીને દશ વર્ષની પરણાવી ત્હેનો પતિ પંદર રૂપીયાં કમાઈ આવતો હતો તેમ ઉમરમાં પણ માત્ર વીશ વર્ષનો હતો પણ લગ્ન પછી ત્રણ મહિનેજ તે દુષ્ટ પ્લેગનો ભોગ થયો. અને બાળા ડાહી સંસારનો અર્થ સમજી શકે તે પહેલાં વિધવા થઇ. હમણા ત્હેને વિધવા થયે દોઢ વર્ષ વીતી ગયું હતું. પણ હજી તે અણસમજણી હતી. જમના ત્હેની સાથે વારંવાર ગુસ્સે થતી. " અભાગિણી તેંજ મ્હારા દીયરને માર્યા. ત્હારા પગલાંથીજ તે મૃત્યુ પામ્યો." એમ તે વારંવાર કહેતી. ડાહી જરા રડી પુનઃ દુઃખ વિસરી જતી. બે દિન સાસરીયે તો બે દિન બ્હેન પાસે ગુજારતી. સમાન વયની અન્ય બાળાઓને સુંદર આભૂષણો પ્હેરતી જોઇ તે દીન મુખે બ્હેનને કહેતી " જોને બ્હેન આ બધી છોકરીઓ ઘરેણા પ્હેરે છે, મ્હને કાં નથી પ્હેરાવતી ? " બ્હેનનું હૃદય પીગળતું–તે રડી પડતી અને બીજીવાતોમાં નાંખી એ વાત વિસ્મરણ કરાવી દેતી.

આ પ્રમાણે આ સૌની સ્થિતિનું ટુંક વિવેચન કરી આપણે આપણી દ્રષ્ટિ ફેરવીયે, સુખ દુઃખની વાતોમાં ત્રણ કલાક વીતી ગયા. રાધાને તેડવાં નોકર ગાડી લઇ આવ્યો. " રાધે બ્હેન આજ અંહિજ રહોને ! ", ચારૂશીલાએ નમ્રતાથી કહ્યું.

" નારે બ્હેન ! મ્હારી સાસુને ક્યાં નથી ઓળખતી ? "

ચારૂશીલા શાન્ત રહી. પાર્વતી એક થાળમાં પકવાન બબ્બેનાં શાક વિગેરે લેઇ આવી. ચાર ન્હાની થાળીઓમાં સરખે ભાગે વ્હેંચી દરેક પાસે એકેક થાળી મૂકી " લ્યો આ વળી શું કર્યું ? " રાધા બોલી.

" ખોટું ન લાગે ! પિયરથી જમ્યા વિના જાઓ તે. " પાર્વતીએ

હસી ઉત્તર આપ્યો.

" હં.....હવે સમજી, ત્હમે ઉઠી ગયા ત્હેનું કારણ." લક્ષ્મી બોલી.

" ભાભી, ખરેખર ત્હમારી રસોઇ તો અમૃતજ છે હોં ! જમના બોલી. " તે દિવસે શાક લઇ ગઇ તે કાકુ ( જમનાના પુત્રનું નામ ) ના પિતા પણ વખાણતા હતા. રસોઇ કરવાનીએ જુગ્તી છે બાઇ."

પાર્વતી પોતાની પ્રશંસા ને સાંભળી શકવાથી વાત વચમાં લાવી. પણ અમારાં " ચારૂ બ્હેનની રસોઇ તો સૌથી સ્હરે."

"ઓત્ તમારી ચંચળતા ! વાત વચમાં લાવ્યાં ?" સૌ હસી પડયાં.

રાધાએ જમી લીધું કે પોતાના કોમળ હાથથી પાર્વતીએ ત્હેને પાનની બીડી ખવડાવી. નિરાશ દુઃખી રાધા ભાભીનો આવો પ્રેમ જોઇ અપાર આનંદ પામી ઘેર જવા ઉઠી. સૌ સ્ત્રીમંડળ સાથે ઉઠયું.

" બ્હેન આવજો હોં! જરૂર આવજો હોં" વિગેરે વાકયો બોલાતા લાગ્યાં. પાર્વતી રાધાને વળાવવા દાદર ઉતરી છેક દ્વાર સુધી ગઇ. છેલ્લે રાધાના હાથમાં એક રૂપીયો મૂકયો " આ લે બ્હેન."

" ના ! ના ! ભાભી, એ રહેવા દો. ત્હમારે પ્રતાપે અમારા પર ઇશ્વરની કૃપા છે." " લે લે ! હું ત્હને પ્રેમથી આપું છું."

લજ્જા યુક્ત સ્મિત કરી રાધાએ રૂપીયો લીધો. આંખમાં આનંદ અશ્રુ લાવી ફરી એકવાર ભાભીને ભેટી પડી. " ભાભી ત્હમે મ્હારી માતા કરતાં પણ વધારે છો. માતાનીજ ગરજ સારો છો."

———

## પ્રકરણ ૩ જું.

# સુભાર્યાનો સંસાર.

[1]પ્રેયો મિત્રં બન્ધુતા વામમગ્રા
સર્વે કામાઃશેવધિ જીંવિતંચ
સ્ત્રીણાં ભર્તા ધર્મદારાશ્ચ પુંસામ્ ॥ ભવભૂતિ.

True wife! fond wife we have together stood
Through years of trials, each supporting each
Enter into the infinite Good
Thou art indeed a gift a favour from the Lord.

જાતાં કાળ ધસાઈ થાય અંગમાં સંકોચ લજ્જા, ભય,
ત્યારે સાર ચખાય સ્નેહ રૂપનો તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત નિર્મલ રસે, સનમાનને પ્રેમ તે,
સાધે વિશ્વ વિષે મહાશ્રમ વડે તે એકનો એક રે.

રાતના દશ વાગ્યા હતા. ચતુર્ભુજ કંઈ કામ અર્થે બહાર ગયો હતો; આરૂ પોતાના દિવાનખાનામાં હતી. આ ઘરમાં પાર્વતી અને તેહના ન્હાના બાળક સિવાય કોઈ નહતું. બાળક ઝૂલાપર સૂતો ચેષ્ટા કરતો મૃદુ હાસ્ય કરી રહ્યો હતો અને પાર્વતી આ હાસ્ય આનંદથી

---

સ્વર્ગવાસી મ. ન. દ્વિવેદીના સતરૂરામ ચરિત્ર.

૧ સ્ત્રીને મન ભર્તા અને પુરૂષને મન ધર્મદારા પરસ્પર પ્રિય મિત્ર સગામાં સગા સર્વ કામ રૂપ ઉત્તમોત્તમ ધનરાશી રૂપ અને જીવિત રૂપ છે.

જોતી થોડેક દૂર ઉભી હતી. સ્હામેના બગીચાના વૃક્ષોમાંથી આવતો મીઠો પવન આનંદ સીસ્કારતો ઘરમાંથી પસાર થતો હતો. ઘરની પાસે પરસાળમાં પૂર્ણ ચંદ્રની ચંદની સોનેરી ઝાંઝમઈપ પથરાઇ ગઈ હતી. આવા મનહર દેખાવ તરફ દ્રષ્ટિ કરતી પળવાર ફરી પોતાના પ્રિય બાળકને જોતી ગૃહિણી આનંદમાં ઉભી હતી. ત્યાં તેનું ધ્યાન આકર્ષાયું. દૂરથી ગવાતા કોઇ સુકંઠના ગાનથી તે બારી પાસે આવી. કંઠપરથી ઝીણા સ્વરથી જણાતું કે ગાનાર કોઇ સ્ત્રી હતી.

[1] "જઇ કહે સંદેશો મ્હારા શ્યામને કુમુદનાથ !

જઈ કહે સંદેશો મ્હારા શ્યામને.

વન વિસારી પ્રીતમ શોધવા ગઇ કોયલડી,

ભૂલી પડી માર્ગ તું બતાવને. કુમુદ૦

રેમહિન થા ન જાતું પ્રેમી પ્રાણ છોડી

પ્રેમ ઘા લગાવ્યો તે રૂઝાવને. કુમુદ૦

આકાશમાં કુમુદનાથ ચંદ્ર પ્રકાશતો હતો તે વખતે વિરહી હૃદયનું આ ગાન સાધારણ રીતે લાગે તે કરતાં વધારે અસર કારક લાગતું હતું. પાર્વતી ચંદ્ર તરફ જોવા લાગી, સર્વત્ર પ્રસરેલી શાન્ત પ્રભા જોઇ રહી. કંઇ કંઇ ગત સંસ્કારો સ્ફુરી આવ્યા. પોતે પણ પતિ સાથે અગાસીમાં બેસી ગાયન ગાએલું તેથી પ્રસન્ન થઈ. પતિ એ પકડેલી ભૂજા, પોતાની લજ્જા. છટકી જવા ઉપાય વિગેરે સ્મરણમાં સ્ફુરી આવ્યું. આ કલ્પનામાં તે એટલી તલ્લીન થઇ ગઈ કે પાછળ આવી ઉભેલા ચતુર્ભુજને ન જોઇ શકી. દ્રષ્ટિ ફરી પતિને પાસે ઉભેલો જોઇ લજ્જાઇ બોલી, 'તમે પણ જાસુસપણું શીખ્યા ખરા.'

---

1 રા. ગોપાળજી કલ્યાણજી દેલવાડા કરના હોઈ નાટકમાંથી

'પણ એ શીખવનાર તો આપ પોતેજને ?' હાસ્ય કરી ચતુર્ભુજે ઉત્તર દીધો. પાર્વતીએ વાત ફેરવી. "ચાલો રસોઈ તૈયાર છે. પણ આજે મોડું કેમ થયું ?"

"એજ વ્યાપારની ખટપટ." બાપા તો હવે એમાં વધારે ભાગ નથી લેતા એટલે કામ તો બધું મ્હારે કરવું ને ?"

"એતો વધારે ભાગ ન લે એજ સારૂં, હવે તો ભલે એ ભગવત્ ભજન કરે." ચાલો તમે હાથ પણ ધોઇ લ્યો હું જમવાનું લાવું.

"મારૂં બ્હેન અને બાપા જમી ગયા કે ?"

"હા જી."

ચતુર્ભુજ પરસાળમાં નળપર હાથ પગ ધોવા ગયો. પાર્વતી રસોઈ પીરસવા રાંધણીયાંમાં ગઇ. જરા વારમાં રસોઈ પીરસી બાજઠ પાટલા મૂકયો. ચતુર્ભુજ જમવા બેઠો અને પોતે બાળકને લઈ થોડેક દૂર બેઠી. જમતાં અનેક વાતો થઇ. જમી રહ્યા પછી દમ્પતિ ઝુલાપર બેઠા અને ફરી વાતો નીકળી.

"ભીમજીમામાને હમણાં બહુ ખોટ ગઇ છે, એટલે આપણા પાંચસો રૂપીયા નીકળે છે તે ત્રણસોથી પતાવવા માગે છે. વકીલ કહે છે કે દાવો કરો."

"પાંચસો રૂપીયા વસુલ કરતાં બસો એક રૂપીયા તો અદાલત અને વકીલોને આપવા પડે. વળી સગા માણસને અદાલતે ચ્હડાવવો એ પણ ઠીક નહી; હું તો કહું છું કે પતાવવામાંજ સાર છે." પત્નીએ સલાહ આપી.

"વ્યવહારમાં એક વખત આપણે પોચા થઈ જઇએ તો બીજી વખતે વધારે ખમવું પડે."

" એ તો પ્રસંગ અનુસાર સઘળું થાય."

"તમે સ્ત્રીઓ તો જેમાં ત્યાં દયાની વાત કરો. અમને એ ન પાલવે." ચતુર્ભુજ બોલ્યો." કોઈ વખતે દયાથી સાધીએ તો કોઈ વખતે કપટથી સાધીયે." "આમાં તો દયા અને વ્યવહાર ઉભય છે."

ચતુર્ભુજ હાર્યો અને ઉપકારવશ સ્વરે બોલ્યો, " બીજાની સલાહ લેવા કરતાં મ્હારા ગૃહમંત્રીની સલાહ લીધી હોત તો આટલી કટાકુ-ટમાં ઉતરવું ન પડત."

"પણ એ સલાહ દેવાની શક્તિ આપનાર તો આપ પોતેજને ?"

" ભૂલી. સંસ્કારોને સંગતિ નવું રૂપ આપે પણ ફેરવે તો નહીંજ. ત્હારા તો સંસ્કારોજ પવિત્ર છે."

"પવિત્રને નવું રૂપ આપવાની જરૂર ન હોય. એતો આપનીજ કૃપા કે આટલું શીખી." અન્યોન્યની સ્તુતિ કરવાથી દમ્પતિ ઉભય લજ્જા, પ્રેમવશ થયાં. અને ચતુર્ભુજનો હૃદયભાવ વ્યક્ત થયો. " સ્ત્રીઓએ મહાભારત કે રામાયણ નથી લખ્યું તેમજ ત્હેમણે અનુપમ ચિત્રો નથી કહાડયાં. ત્હેમણે વરાળ યંત્રો કે મુદ્રાયંત્રો નથી શોધ્યા. પણ મનુષ્યને પોતાના પ્રેમભર હૃદયથી ધૈર્ય, ક્ષમા, શમ, દમ આદિ જે ઉદાર ગુણો શીખવ્યા છે તે અનેક પુસ્તકો ચિત્રો કે યંત્રોથી અધિક છે."

" દુઃખમાં દિલાસા રૂપ, સુખમાં શાન્તિરૂપ, આનંદરૂપ સંકટમાં ધૈર્યરૂપ પુરૂષના થાકેલા હૃદયને વિશ્રામરૂપ જો કોઇ પણ સ્ત્રી મ્હેં જોઇ હોય તો તે મ્હારી પાર્વતીજ છે."

પોતાના પ્રિયને મુખે પોતાની પ્રશંસા સાંભળતાં સુપત્ની લજ્જા-થી નીચું જોઇ રહી. મુખ છૂપાવ્યું.

આનંદવશ ઉપકારવશ પતિએ ત્હેની ભુજલતા પકડી અને ગળામાં હાથ નાંખ્યો. પ્રિય પાઠક! જે આનંદનું વર્ણન કરવા અમારી આ તુચ્છ લેખિની અસમર્થ છે, જે આનંદનું વર્ણન કરતાં મહા કવિઓ પણ થાકયા છે જેને માટે અનેક આશા ભર્યાં હૃદયો ભટકે છે તે આનંદના મહાસાગરમાં આ પ્રેમી દમ્પતિ પળવાર તરવા લાગ્યાં. સંસારના સુખદુઃખને પળવાર ભુલી ગયાં.

## પ્રકરણ ૪ થું.

# ઉદયચંદ્ર.

**કહત સમય બલવાન, હયે નહીં પુરૂષ બલવાન**
**કાબો અર્જુન લુંટીયો એહી ધનુષ્ય એહી બાન! (લૈકિક)**
**બાજીગરના રચના જેવી સમય રમત રમનારો રે,**
**બળ અબળ એ સમયની રચના સમય ન હતો સારો રે.**
**( દયાશંકર. )**

પ્રાતઃકાલે એક પુરૂષ એક સાધારણ ઘરના ઓટલાપર દંતધાવન કરતો બેઠો હતો. સ્હામેના ઘરમાંથી બે જણ આવી ત્હેની પાસે બેઠા અને આપણા સાધારણ નિયમ પ્રમાણે વાત ચાલી.

“ નરભેરામ ભાઇ! તમારા ઉદયનું લગ્ન તો પાસે આવ્યું. ખરચ તમારેજ આપવું પડશે, કે એના બાપની કંઇ મિલ્કત છે? ” આવનાર બેજણ માંથી એક બોલ્યો.

“ એના બાપની મિલ્કત છે અને મ્હારે પણ થોડું ઘણું

આપવું પડશે. ઓછામાં ઓછા દોઢ હજાર રૂપીયા જોશે."

"પણ નરભેરામભાઇ! મ્હેં સાંભળ્યું છે કે ઉદયભાઇ એ લગ્ન માટે ખુશી નથી." આવેલા બે જણ માંનો બીજો આનંદજી બોલ્યો

"ભાઈ રે! આજનો જમાનો બદલાયો છે. જ્યાં ત્યાં સુધરેલું ખાતુ વધતું જાય છે. છોકરા ભણ્યા કે બસ માબાપોને તો ગાંડામાંજ ગણે છે." ત્રીજો શાંતિદાસ બોલ્યો.

"અંગ્રેજી ભણેલાઓમાં ઘણા દૂષણો દાખલ થયા છે એમ ઉદય પોતે પણ મ્હને કહેતો હતો." નરભેરામ બોલ્યો, "ત્હેમની પેદાશ વીશ રૂપીયાની હશે તોયે પોષાકતો ભપકાદારજ જોઇએ; કરકસરતો કોઈકજ જાણતું હશે; આપણા જુના જમાનાના લોકોને જે વિના ચાલે તેવી અનેક વ્યર્થ વસ્તુઓ–સીગારેટ, ચીરૂટ, ચાહ, લેમોનેડ વિગેરે વિના ત્હેમને પળ પણ ચાલતું નથી. પણ ઉદયમાં એમાનો એકે દુર્ગુણ નથી. તે સાદો કરકસર કરનારો અને વિદ્યા–પ્રેમી છે."

"ખરેખર ઉદયભાઇને જે કોઇ જુએ તે ત્હેના તરફ પ્રીતિજ રાખે છે. એના જેવો સ્વદેશાભિમાની, વિદ્યાનુરાગી, બળવાન નીતિવાન છોકરો આપણી અહિંની ન્યાતમાં ભાગ્યેજ બીજો કોઈ હશે. સગપણ કરવામાં તમે એની સલાહ ન લીધી એ ખોટું કર્યું" આનંદજી બોલ્યો.

"બીજાનું તે કોણ પૂછે છે. હમણાનો વખત કેવો છે. ધનવાનને ઘેર માગા આવે ને ગરીબને કોઇ ગણકારે નહીં. સારાં સારાં ઘર પણ સ્વાર્થ જોવા લાગ્યા છે. આપણ બે વરસ પગની પાની ઘસી ત્યારે માંડ ક્યાંક ઠેકાણું આવ્યું."

"તમે ઉતાવળા ન થયા હોત તો ઉદયને તો નાતનો કોઇ સારો શેઠ પોતાની દિકરી આપત. મ્હેંતો સાંભળ્યું છે કે ઉદયે મુંબાઇમાં

જવાનું તો મ્હાનું કર્યું છે. બાકી એ તો કંઇક સટકી જવાના."

"શું ઉદય સટકી જશે ? ત્હમને કોણે કહ્યું ? તો તો મહેનતપર પાણી ફરીવળે" "શું એજ એના ભણુતરનું ફળ ?"

"મ્હેં તો સાંભળ્યું તેવું કહ્યું છે."

નરભેરામ ગભરાટમાં ઉઠયો અને ઉતાવળો ઉપર ચાલ્યો. ઉદયચન્દ્રના માતપિતા ત્હેને દશ વર્ષનો મૂકી મરણ પામ્યાં હતાં. ને ત્યારથીજ પોતાની મ્હોટી બ્હેન યશોદા પાસે રહેતો હતો. ત્હેના પિતાની મિલ્કત તો ન જેવી હતી પણ તેમાંથી ત્હેનો અભ્યાસ સારી રીતે ચાલતો. મેટ્રીક થયો ત્યારે ત્રણ વર્ષ માટે વીશ રૂપીયાની સ્કોલરશીપ મળી. આની મદદથી તે વૈદક ખાતામાં દાખલ થયો.

ઉદયચંદ્ર જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ ત્હેની બ્હેન અને બનેવીની ત્હેના સુગપણ સંબંધી ચિન્તા વધતી ગઈ અને કોશીશ કરત ગયા. અંતે કોશીશનું ફળ મળ્યું. ઉદયચંદ્ર આ વાતથી તદ્દન અજાણ્યો હતો ત્હેની કલ્પના સૃષ્ટીમાં તો કોઇ બીજી મૂર્તિ હતી. આ વાતથી તે ખિન્ન થયો. અને બ્હેનના ઘરનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો.

ડાહીના લગ્ન વખતે પણ એણે આનાકાની કરી હતી પણ વખત જતાં શાન્ત થયો તેમ હવે પણ થશે એવું ત્હેના બનેવીનું માનવું હતું. પણ આ સમાચાર સાંભળી તે ગભરાયો. ગભરાટનું કારણ તે પોતાની લાજ જવાનો વિચાર હતું.

નરભેરામ ઉપર ગયો. ઓટલાપર બેઠેલા આનંદજી અને શાંતિદાસ પણ ચાલતા થયા.

"હર ! હર ! શું ભુંડો વખત લાગ્યો છે. છોકરા તે વળી લગન કરવા ના કહી નાશી જાય" નિશ્વાસ નાંખી શાંતિદાસ બોલ્યો.

" પાણીના વેગને અટકાવવા કરતાં પણ વખતના વેગને અટકાવવો વધારે મુસ્કેલ છે. વખત જાણે અજાણે પણ પોતાનું કાર્ય કરશે."

## પ્રકરણ ૫ મું.

# ચારુશીલા.

She walks in beauty like the night
Of cloudless climes and starry skies,
And all that's best of dark and bright
Meet in her aspect and her eyes;

Lord Byron

મધુરી ઉષા પોતાના આનંદમય ખોળામાં જગત્ સમસ્ત ને રમાડી રહી છે. જાગેલા દર્શનથી પ્રસન્ન થાય છે. સુતેલા નિરાંતે મીઠી નિદ્રા લે છે. રોગી કે ચિન્તાતુર પણ આ વખતે શાંત રીતે ઉંઘે છે. કંચન જેવા નિર્મળ પાણીમાં કમલો દિનનાથના દર્શન માટે આળસ મરડતા જણાય છે.

ચારુશીલા આજે વહેલી ઉઠી હતી. અને આ વખતે તો સ્નાનાદિ નિત્ય કર્મથી પરવારી અગાસી પર પડેલા તુલસીના છોડને પાણી આપવા ગઇ હતી. હમણા ઉષા જેવી આકર્ષક આ બાળાનું સૌન્દર્ય કંઇ ઓરજ જણાતું. કાળા બાલને સુંદર અંબોડો, નિષ્કલંક ભાલચંદ્ર પર શોભતી તિલક રેખા, તેજસ્વી વિશાળ આંખ્યો, રમ્યમુખ ત્હેના તરફ જોનારના નેત્રોને પળવાર સ્થંભિત કરી દેતાં. સલજ્જુમાથા

ત્હેના વક્ષસ્થલપર વાસ કરવામાં પોતાનું અહોભાગ્ય માનતી હોય તેમ ફૂલી રહી હતી. કસકસી પ્હેરેલો કમખો અને કસુંબી રંગની ઝીણી સોનેરી કોરવાળી સાડી ત્હેના સૌન્દર્યમાં વધારો કરતાં હતાં. તુલસીના ક્યારામાં પાણી નાંખી જરા ઉભી રહી. ત્હેની દ્રષ્ટિ સ્હામેના ઘરપર ઠરી. જરા વિરમી. મન વિચારમાં પરોવાયું, શરીરપર કંઈ નવીન પ્રભા પડવા લાગી. નેત્રો સતેજ થયાં. આજ સ્થાને આજ સમયે ત્હેણે એક વખત સ્હામેના ઘરમાંથી સારંગી સાથે ગવાતું ગાયન સાંભળ્યું હતું. ગાયનના રસમાં કે ગાનારના સ્વરમાં તે રમી હતી. તે વખતે તેના હૃદયમાં કંઈક નવીનતા કંઈક ચમત્કૃત્તિ જન્મ પામી હતી. એ ગાયનનું સ્મરણ કરતાં તે જગત્ ને આનંદમય જોવા લાગી. પણ હમણા એ ગાયન કે ગાનાર ઉભયની ગેરહાજરી જોઈ જરા ખિન્ન થઈ. નિરાશ થઈ, બોલવા લાગી.

"હું ન્હાનપણથી આશા એવી ઘણી ધરી મન માણતી,
પણ હાય ! હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી."

"ચારૂ એહિ શું જુએ છે ? એ મ્હારી બ્હેનનું ઘર છે." પાછળ આવી ડાહી બોલી.

"કંઈ નહીં." ચારૂશીલા વિચાર નિદ્રામાંથી જાગી. બન્ને જણ નિચે આવ્યા. પોતાના ભાઈની પુસ્તકશાળામાંથી એક પુસ્તક કહાડી ચારૂશીલા વાંચવા લાગી.

"શું વાંચો છો ચારૂ બ્હેન ?" પાર્વતીએ ચારૂશીલાને સવારે વાંચતી જોઈ પ્રશ્ન કર્યો.

"સ્નેહમુદ્રા"

"ત્હમે સ્નેહમુદ્રાના કાવ્યો સમજો છો ?"

" કંઇક સમજું. ત્હમને તો મ્હારા ભાઈ સમજાવે પણ....."
પણ બોલતાં ચારૂ શરમાઇ નિચું જોવા લાગી. પ્રાર્વતી હસી પડી.
" ત્હમને પણ ત્હમારા વર સમજાવશે પણ એ 'કાવ્ય' કયું વાંચો છો?"

" આ એક હિન્દુબાળા કહે છે."—ચારૂશીલા ગાવા લાગી.

મ્હેં તો સ્નેહ દીઠો નથી, સમજું નહીં શું સ્નેહ
પણ આ લક્ષણ સ્નેહનું કહ્યું તાતે સ્મરૂં તેહ
તેવો સ્નેહ થયો નથી મુજ તુજ પતિ સંગાત
આજ સુધી મુજને ખુંચે તેજ શલ્ય મન માંહ્ય
રચ્યું સ્નેહમાં પ્રાણી જે ત્હેનો સત્ય સંસાર
સ્નેહી વિના સૂનો થવે થાય દેહ પણ ભાર.

ભાભી, શું આપણા લોકમાં બધે આવોજ સ્નેહ હશે ? ના, ના. એવું તો ન હોય. મ્હારા ભાઈ ને ત્હમે કેવા.....'

" બેસ! બેસ! આવી બહુ બોલી તે ક્યાંથી થઈ ?" પાર્વતી એ ત્હેને વધારે બોલતાં અટકાવી. " આ કુમારિકા આવા વિચાર તે શાને કરતી હશે? આનું ભવિષ્ય કેવું થશે. એ કોણ જાણે છે. જો સસરાજીએ ધાર્યું કર્યું તો આ બિચારીનું શું થશે? તેણી નિશ્વાસ નાંખી મનમાંજ બોલી, ચારૂ બ્હેન તું આવા પુસ્તકોમાં ન સમજે."

" ન સમજું તો ત્હમને પૂછીશ."

પાર્વતી વધારે બોલવા અસમર્થ થઇ, " આવા સૌન્દર્ય ગુણ વય વિકસિતનો ભોક્તા ભગવાને કયા ભ્રમરને સર્જ્યો હશે? જો ઉદય સાથે લગ્ન થાય તોજ ચારૂ સુખી થાય, તોજ એની હૃદય અભિલાષા તૃપ્ત થાય પણ 'કુસુમ ઉદયનું થયેલું વેવિશાળ કેમ તૂટે.?"

## પ્રકરણ ૬.

# ગ્રામ્ય આતિથ્ય.

**ચ્યાર રંગ ઉતરે સબે જ્યોં દિન બિતત જાય;**
**વિરહ પ્રેમ બુદ્ધા રચે દિન દિન પોત સવાય.**

આકાશ ચંદ્ર તારા કે સૂર્ય વિનાનું હતું. ન્હાની ન્હાની વાદળીઓ આકાશ મહાસાગરમાં તરતા મછવા હોય એવી કલ્પના થતી હતી. પૂર્વ ક્ષિતિજમાં પદ્મિનીનાથ સૂર્ય ભગવાનનાં આગમન ચિહ્ન રૂપ ઝાંખી સુવર્ણ રંગી પ્રભાત્દિય પામતી હતી. આસપાસનો પ્રદેશ લીલા ઘાસથી છવાયલો હતો. રાત્રે પડેલાં ઝાકળથી બિન્દુઓ ઘાસપર ઝળકાટ કરી રહ્યાં હતાં. પ્રભાતની મંદ પવન લહરીથી જરા જરા ડૂલતું ઘાસ જોનારને આનંદ ઉપજાવતું હતું. એને દૂરથી જોનારને તો આ ઉષા દેવીની રત્ન જડિત સાડી હોય એવો અભાસ થતો હતો. ખેતરના રખેવાળો—ખેડુતો સુખ દુ:ખની વાતો કરતા ખેતરના એક ભાગમાં બેઠા હતા.

"ભાઇ ઓણુ પાક તો ઠીક સેહોં?" બેઠેલા ત્રણ ખેડુતો પૈકી એક બોલ્યો.

"હા. પણ આપણે તો એનું એ." બીજો બોલ્યો.

"આજે કંઈ પેદાશ થશે ત્હેમાંથી કંઈ સરકારને કંઇક ધણીને અને કંઇક વાણીયાને આપી આપણે તો એવાને એવા રહેવાના. ખાવા જેટલું રહે તો મહેર મહારાજની."

"ભાઇરે, દિન દુ:ખના આવ્યા સે. હરી જેની રાખશે ત્હેની

રહેશે." નિશ્વાસ નાંખી ત્રીજો વૃદ્ધ પુરૂષ બોલ્યો.

જીજ્ઞાસાથી આ વાત સાંભળતા ત્હેમની પાછળ થોડેક દૂર ઉભેલા એક પુરૂષે વૃદ્ધના નિશ્વાસ સાથેજ નિશ્વાસ ખેંચ્યો. "પ્રિય ભરત ભૂમિ! ત્હારા ભાગ્યમાં આવું તે કેમ સરજ્યું હશે! ત્હારા પુત્રો જેમણે રક્ત રેડી ધાન્ય ઉત્પન કર્યું તે અન્ન માટે ટવળે અને હજારો કોશપર રહેનારા વિદેશીઓ એ અન્નથી કલ્લોલ કરે. ત્હારાં લાખો બાળકો અન્ન અન્ન કરી મરણ શરણ થાય અને પ્રતિ વર્ષે કરોડો ખાંડી અનાજ પરદેશ ખેંચાઈ જાય! હરિ!! હરિ!! કેટલી બધી દુર્દશા?"

ખેડુતોનું ધ્યાન પોતાની વાતોમાંજ હતું પણ પાછળ ઉભેલા મનુષ્યે ઉચ્ચારેલા છેલ્લા શબ્દો કંઈક મ્હોટેથી બોલાયા હોવાથી ત્હેમને સંભળાયા. ત્રણે જણ આશ્ચર્યથી આ અજાણ્યા માણસ તરફ જોઇ રહ્યા. આ માણસની ઉમ્મર એકવીશ બાવીશ વર્ષની હોય એમ ત્હેના શરીરના કદ અને ચહેરા પરથી જણાતું. ત્હેનું મુખ ભરાઉ અને પાણીદાર—તેજસ્વી જણાતું હતું. શરીરનો બાંધો પણ મજબુત હતો. ટુંકામાં તે બળવાન તેવોજ સ્વરૂપવાન હતો.

મુખમુદ્રા કાન્તિમાન છતાં હમણા શુષ્ક શોકલીન જણાતી હતી. મુસાફરીનો થાક કોઇ વખતે નહીં વેઠયો હોય એમ જણાતું હતું. ત્હેનો પોષાક તદન સાદો હતો. સાધારણ ધોતીયું, ખાદીનું પહેરણ અને ન્હાનો કોટ, માથે શ્વેત ફેંટો અને ગળામાં સાલ પડેલી હતી.

"ભાઇ, ત્હમે ક્યાંથી આવો છો?" એક ખેડુતે કહ્યું.

"કરાંચીથી."

"આ તરફ આવવાનું કારણ?"

"ભાગ્ય!"

આ માણુસનો આ વિચિત્ર જવાબ સાંભળી ખેડુતો તો સ્તબ્ધ થઈ ગયા. પણ હજારો વાર ધન્ય છે એ પ્રાચીનતા ને, કે રંક, અજ્ઞાન છતાં ગ્રામ્ય લોકો અતિથિ સેવા હજી નથી ભૂલ્યા. અતિથિને પૂજવામાં તેઓનો મ્હોટામાં મ્હોટો ધર્મ છે. જરા વારે એક જણે કહ્યું " ભાઇ, ચાલો આપણે ઘેર દાતણ પાણી કરો."

પ્રવાસી તો શું ઉત્તર આપવો એના વિચારમાં પડ્યો. ભૂખ પૂરી લાગી હતી, એટલે અન્નજલની ઘણીજ જરૂર હતી. સાથેજ વિચાર થયો કે પાસે કંઇ બદલો વાળવાનું સાધન નથી. સાધન થવાની આશા નથી."

" કેમ શું જુઓ છો ચાલો." ખેડુત ફરી બોલ્યો.

પ્રવાસી કંઇપણ ઉત્તર આપ્યા વિના ખેડુતની સાથે ચાલ્યો. પ્રાતઃકાળે રમણીય વનલીલાનું દર્શન કરતા કેટલેક ચાલી તેઓ ન્હાના ગામ પાસે આવ્યા. ગામનો દેખાવ આપણા સાધારણ ગામડા જેવો હતો. ન્હાના ન્હાના ઘરોની હારો હતી. વચમાં એક બજારમાં ત્રણ ચાર દુકાનો હતી. ખેડુતનું ઘર સાધારણ ( ગામડાના પ્રમાણમાં ) હતું. ત્હેની આસપાસ જંગલી ઘાસ અને ન્હાના ન્હાના વેલાઓ હતા. હમણા ત્હેમાં કેટલાક બાલકો આનંદથી રમતા હતા. આ ઘરમાં શહેરવાસીના ઘર જેવું કંઇ નહતું.

પ્રવાસી ઘરની બ્હાર પડેલી એક શિલાપર બેસી આસપાસનો પ્રદેશ જોવા લાગ્યો. કંઇક સાંભર્યું, કંઇક કલ્પનામાં આવ્યું. નેત્રો સજળ થયાં, મુખમાંથી કંઇક સર્યું.

પ્રીતિ સમાજિક મિત્રતા એ દિવ્યરથ જગન્જનના,
ત્યાગ્યા હવે તે ના મળે મુજ ભાગ્ય છે આ વનમાં.

પ્રિય પાઠક ! આ પ્રવાસીને તું ઓળખે છે ? તે આપણી કથાનો નાયક ઉદયચંદ્ર છે. તે ગરીબ માબાપનો પુત્ર હતો. શહેરમાં હમણા ઘણું કરી સર્વ ઉચ્ચ જ્ઞાતિના ગૃહસ્થો પોતાના પુત્રોને મ્હોટી નોકરી મળવાની લાલચે કે જીવ સુધારવાની ઉચ્ચ ઇચ્છાએ થોડો ઘણો અભ્યાસ કરાવે છે, તેમ ઉદયચંદ્રના પિતાએ પણ ત્હેને શાળામાં મોકલ્યો. બાળક ચપળ ચતુર અને સદ્‌ગુણી હતો. સ્મરણ શક્તિ અને સમજણ શક્તિ પણ સારી હતી. નવ વર્ષની ઉમરે ત્હેણે ચાર ધોરણ ગુજરાતી પૂરાં કર્યાં તે પછી અંગ્રેજી શાળામાં દાખલ થયો. પણ છ માસ વીત્યા ત્યાં ત્હેનો પિતા સ્વર્ગવાસી થયો. ત્હેની માતા પણ પતિ શોકમાં તરતજ મરણ પામી. બાળક ઉદય અનાથ થયો. મ્હોટી બ્હેનના શરણમાં રહી અભ્યાસ કરવા લાગ્યો. અંગ્રેજી નિશાળમાં કસરત કરવામાં, રમવામાં, કવિતા બોલવામાં તે અગ્ર ભાગ ભજવતો. ઘણી વખતે તે છોકરાઓની ટોળી કરી મેદાનમાં જતો. સ્વભાવે મળતાવડા હોવાથી તે સૌ સાથે ભળી જતો.

ચતુર્ભુજ વર્ગમાં ત્હેની સાથેજ હતો. તેમજ બન્ને એકજ જ્ઞાતિના અને સાથે રહેનારા હોવાથી ત્હેમની પ્રીતિ સ્વાભાવિક રીતે વિશેષ થઇ. ચતુર્ભુજ ધનવાન હોવાથી શાળા માટે-અભ્યાસ માટે બેદરકાર રહેતો—વારંવાર ગેરહાજર રહેતો. કોઈ વાર રોજપર ન્હાવા ભાગી જતો તો કોઇવાર મિત્રો સાથે ફરવા નીકળી જતો. ત્હેને આ માર્ગથી દૂર કરવા ઉદયચંદ્રે મનપર લીધું. ત્હેને નવલ કથાઓ વાંચવાનો શોખ ઉત્પન કર્યો, વિવિધ કથાઓ લાવી ત્હેની પાસે વાંચતો. આથી ચતુર્ભુજનો એ શોખ એટલો વધ્યો કે જ્યારે જ્યારે ફુરસદ મળે. ત્યારે તે આવી કથાઓજ વાંચતો. પણ વાંચનની સાથે બીજી

કોઇ કસરત ન કરે તો તન્દુરસ્તી બગડી જાય તેથી તેમાં પણ તે ત્હેને સાથેજ રાખતો. ધીમે ધીમે ત્હેને ઉચ્ચ નવલ કથાઓ સાથે પરિચય કરાવતો. હવે તે, સરસ્વતીચંદ્ર ગુલાબસિંહ અને કુસુમાવલી, કરણઘેલો, અને એવીજ બીજી કથાઓ રસથી વાંચવા લાગ્યો. હલકી નવલ કથાઓ તરફ તિરસ્કાર છૂટવા માંડયો. આમ કરતાં ત્હેની દ્રષ્ટિ સાહિત્ય તરફ વળી. સાહિત્યના અનેક ગ્રન્થો—કાવ્યો નાટકો મંગાવતો ત્હેનો લાભ ઉદયને પણ મળતો. મૈત્રીની ગાંઠ દિનપ્રતિદિન મજબૂત થતી ગઇ. ચતુર્ભુજ શાળા છોડી ધંધે લાગ્યો. ઉદયનો અભ્યાસ હજી ચાલુ હતો.

ઉદય વારંવાર ચતુર્ભુજને ઘેર જતો. ત્હેનો પિતા પણ આ છોકરાને ચ્હાતો અને આવા શુદ્ધાચરણના છોકરાની સંગતમાં પોતાના પુત્રને જોઇ આનંદ માનતો. કોઇ કોઇ વખતે ચતુર્ભુજ પોતાના મિત્રને પોતાની પાસે બેસાડી જમાડતો. પાર્વતી ત્હેને ઉદયભાઇ કહી બોલાવતી અને તે પણ ત્હેના તરફ પૂજ્ય ભાવથી જોતો. આ મૈત્રીમાંથી એક પ્રેમકથા જન્મ પામી જે માત્ર ત્હેનાં પાત્રોજ જાણતા હતા.

ઉદયચન્દ્રનું વય એકવીશ વર્ષનું હતું. સ્વદેશ અને પરદેશના ઇતિહાસનો ત્હેણે સારો અભ્યાસ કર્યો હતો. પાશ્ચાત્ય દેશો સાથે આર્ય દેશની સાંપ્રત શારીરિક. માનસિક નૈતિક આર્થિક સ્થિતિ સરખાવતાં વખતે વખતે ત્હેના નેત્રોમાંથી આંસુ આવી જતાં. આર્યદેશના પ્રાચિન ગૌરવનું સ્મરણ કરી તે કેટલીક વાર નિશ્વાસ નાંખતો. ગુજરાતના મ્હોટા મ્હોટા સામાહિકો અને માસિકોમાં પોતાના લેખો મોકલી દેશીઓને સમય સાથે ચાલવા જાગૃત કરતો, અને ચતુર્ભુજને ઘેર આવતાં પણ તે વારંવાર પોતાની છટાદાર મીઠી ભાષામાં એ વિષયો ચર્ચતો, અને પોતાની ઉચ્ચ અભિલાષાઓ પ્રદર્શિત કરતો.

આ વાતો ચતુર્ભુજ પાર્વતી ચારુ રસથી સાંભળતાં. કોઇક વખતે જમનાનો પતિ શાંતિદાસ પણ આવી બેસતો. આ વાર્તામાં તે કોઇક વખતે આપણી સાંસારિક દુર્દશા, કન્યાવિક્રય, વયગુણ કજોડાં, વૃદ્ધ લગ્ન, બાળ લગ્ન, સ્ત્રીઓની અજ્ઞાનતા વિશે વાત કરતો અને તે વખતે ત્હેની દ્રષ્ટિ મધુર ચારુશીલા તરફ ઠરતી, ખેંચાતી અને જરા વિરામ શોધતી.

નવલ કથાઓ અને નાટકોમાં ત્હેણે પ્રેમ વાર્તાઓ માત્ર વાંચી કે જોઇ હતી. પણ હવે તે પોતાના જીવનમાં પણ એવું કંઇક જોવા લાગ્યો. હવે ત્હેને જીવનમાં એક સખીની જરૂર જણાઇ.

જેને માટે આપણે વિચાર કરતા હોઇયે જેનાપર પ્રેમ-શુદ્ધ-, નિઃસ્વાર્થી પ્રેમ રાખતા હોઇયે તો તે પણ આપણા તરફ આકર્ષાય એ કુદરતનો કાયદો છે. ચારૂ પણ હવે સમજણી થઇ હતી. સ્વાભાવિક રીતે ત્હેના મુખપરથી બાળકાલની નિર્દોષતા ઉતરી યૌવનની લજ્જા આવવા મંડી હતી. અને જાણે અજાણે ઉદયના ત્હેના તરફના પ્રેમને લીધેજ ખેંચાઈ હતી. તે પણ ઉદયને કંઇ શરમાળ દ્રષ્ટિથી જોતી. આ તરફ આ ઉભયના હૃદય અન્યોન્ય તરફ આકર્ષાયા ત્યારે બીજી તરફ અન્ય ઘટના થઈ રહી હતી.

ઉદયની બ્હેન ત્હેના સગપણ માટે અનેક પ્રયત્નો કરતી. તેમજ જ્ઞાતિમાં ઉદયનું નામ પણ પ્રખ્યાત હતું; એટલે એક કહેવાતા ખાનદાન કુટુંબની છોકરી સાથે ત્હેનું વેવિશાળ થયું.

ઉદય તો પોતાના મધુર સ્વપ્નામાંજ મ્હાલતો હતો. ત્હેને આ વાતની ખબર, પણ ન હતી. આ વાત સાંભળી તે ચોંક્યો.—ગુસ્સે થયો. બ્હેનને કહેવા જેવું કહ્યું. પણ હવે શું થાય ? ચારૂશીલાની રમણીય મૂર્તિ હવે ત્હેને સંતાપનારી થઈ. બ્હેન બનેવીને સુખકર વેવિશાળ

ત્હેને દુઃખકર થયું. ત્હેનું મન ભમવા લાગ્યું. શરીર સૂકાવા લાગ્યું. આવો વિદ્વાન બહાદુર સમર્થ વક્તા રૂઢીબળ પાસે લાચાર થઇ ગયો.

બ્હેન બનેવી ત્હેના પ્રેમ સંબંધથી અજ્ઞાન હતા, અને તે ત્હેમના પ્રયત્નથી અજાણ્યો હતો. ત્હેમણે એની સ્થિતિ તપાસવા પ્રયત્ન ન કર્યો અને અણે ત્હેમને સૂચના ન કરી. જેની સાથે ત્હેનું વેવિશાળ ગોઠવ્યું હતું તે છોકરી અજ્ઞાન, મગરૂર અને લડકણી હતી. ઉદયના બ્હેન બનેવી ત્હેના દુઃખનું કારણ આજ સમજતા.

ચતુર્ભુજે પ્રથમથીજ મિત્રને પોતાનો બનેવી કરવાની ઇચ્છા પિતાને દર્શાવી હતી. પણ ઉદય ગરીબ હોવાથી નરસિંહ ભાઇએ આનાકાની કરી. ચતુર્ભુજ શાન્ત અને શરમાળ પ્રકૃતિનો હોવાથી પિતાની સ્હામે થઈ શકતો નહીં. ઉદયના વેવિશાળ સમાચાર સાંભળી તે ખિન્ન થયો, પાર્વતી પણ દિલગીર થઇ. ચારૂશીલા પણ વારંવાર નિશ્વાસ નાંખતી.

ઉદયચંદ્રે હવે ચતુર્ભુજને ઘેર જવું છોડી દીધું. પણ સંબંધ ત્યાગી શકયો નહીં. એતો અધિકાધિક દઢતર થતો ગયો. ‘ ત્યાગ ! ત્યાગ !’ ને ત્યાગ ! મ્હારૂં કોઈ નથી ને જેને મ્હારૂં સમજતો હતો તે મ્હારૂં થવાની આશા નથી, અંતિમ આશા હવે ત્યાગમાંજ છે. ” ત્યાગનો નિશ્ચય કર્યો.

બનેવી પાસેથી મુંબાઈ જવાની રજા લીધી, અને મુંબાઇ જવા નીકળ્યો. સ્ટેશન પર વળાવવા આવનાર ત્હેનો બનેવી નરભેરામ અને ત્હેનો મિત્ર આનંદજી હતા. નરભેરામ તો સીટી સ્ટેશન પરથી ચાલ્યો ગયો. હવે માત્ર બન્ને મિત્રોજ રહ્યા.

જે ભૂમિમાં તે જન્મ્યો હતો. જે ભૂમિમાં ત્હેણે પોતાનો બાલકાલ ગાળ્યો હતો જે ભૂમિમાં ત્હેના સંબંધીઓ મિત્રો, અને ત્હેના મનની

મોહક મૂર્તિ રહેતી હતી તે ભૂમિનો—તે સર્વેનો ત્યાગ કરવાના વિચારે આ યુવકના હૃદયને પીગળાવી નાંખ્યું. આનંદજીના ખોળામાં માથું નાંખી તે એક બાલકની પેઠે રડ્યો. આનંદજી આનું કારણ ન સમજી શક્યો, ત્હેના સંકટ વખતે ધૈર્ય આપનાર હીંમતવાન ઉદયચંદ્રને આમ રડતો જોઇ તે આશ્ચર્ય પામ્યો, વિસ્મય થયો. "પ્રિય, ઉદય, આનું કારણ શું ?

"ભાઇ, મ્હારી જન્મ ભૂમિનું આ છેલ્લું દર્શન છે. ઉદય રડતાં રડતાં બોલ્યો.

"શું તું પાછો નહીં આવે ? શાને ? શું દુઃખ છે ? મ્હને જણાવ. પ્રિય ઉદય ! એકતો આપણી જ્ઞાતિમાં કેળવણી નથી અને એક કેળવણી પામેલો–યુવાન જ્યારે આ પ્રમાણે ત્યાગ કરશે ત્યારે શું કેળવણીનાં નામને કલંક નહીં લાગે ?."

"ના કેળવણીને નહીં પણ અનાચારને લાગશે."

"શું તું રૂઢિઓથી કંટાળી જઈ નાંશી જાય છે. ના ! ના ! એમ કરવામાં તો મ્હારા મિત્રમાં હું ખરા નૈતિક બળનો અભાવ જોઉં છું. હું જાણું છું કે તું સગપણ માટે નાખુશી છે ?. પણ તેનો ઉપાય છે."

"હા એ ઉપાય હું સારી રીતે જાણું છું પણ આથી, મ્હારા બ્હેન અને બનેવીની પ્રતિષ્ઠા ને હાની થશે. તેમજ મ્હારૂં ઇચ્છિત મ્હને નહીં મળે. આ સૌનો વિચાર કરી હું આ નિશ્ચય પર આવ્યો છું. ભાઈ આનંદ, મ્હારી પાછળ રડનાર કે દુઃખી થનાર બ્હેન યશોદા વિના બીજું કોઇ નથી. પણ વખત જતાં તે શાંત થશે. કાંઈને માટે મ્હારા મનમાં કંઈ અભિલાષા હતી પણ હાલતો તે એના ભાગ્ય પર જ મૂકું છું."

આનંદજી આંખમાં આંસુ આણી બોલ્યો. "ત્હારા જેવો રસિક વિદ્વાન સન્યાસી થઈ દેશપર અન્ય સાધુઓ પેઠે ભાર થાય એતો હું માનતોજ નથી'પણ ચારૂ માટે કંઈ વિચાર કર્યો છે? શું તે મધુર કુસુમ કરમાઇ નહીં જાય?"

"એના હૃદયમાં મ્હારા માટે પ્યાર છે એવું મેં અનેક વખતે જોયું છે પણ તે ન્હાની છે. તેમજ સંસારના સુખદુઃખથી અજાણી છે એટલે સમય ત્હેને પણ શાંત કરશે."

રેલગાડી કેન્ટોન્મેન્ટ સ્ટેશન પર આવી અટકી. બન્ને મિત્રો ભેટયા.–રડયા અને જૂદા થયા. આનંદજી ગાડી દેખાય ત્યાં સુધી પ્લેટ ફોર્મ પર ઉભો રહ્યો.–તૃષિત-દૃષ્ટિ એ જોઈ રહ્યો.

ઉદયચંદ્રે ટીકીટ તો મુંબાઈની લીધી હતી પણ વીરમગામ સ્ટેશન પર ઉતરી તે ગુજરાત-હિંદની રમણીય ભૂમિનું દર્શન કરતો ત્યાંના ગામડાં અને ગ્રામ્ય લોકો જોવા પગે ચાલતો થયો. વનમાંનો સ્વર ત્હેનોજ હતો.

પ્રિય પાઠક! હવે ત્હારી દ્રષ્ટિ ફેરવ. જો! ઉદયચંદ્ર શીલાપર બેઠો દંતધાવન કરે છે. સ્નાનાદિ ક્રિયા કરી રહ્યો ત્યારે ખેડુતે જમવાનું કહ્યું.

"હે હરિ! જગત્ ત્યજાવ્યું-મ્હારા ભાગ્યેજ ત્યજાવ્યું પણ ત્હારી કૃપા તો હતી તેથી અધિક છે. મ્હને જ્યાં જ્યાં સત્કાર થાય છે આનંદ મળે છે ત્યાં ત્યાં હું ત્હારીજ કૃપા જોઉં છું. જય! જય! હૃદય સખા! ભલે જગત્ મ્હને ત્યજે-હુંજ ત્યજું પણ ત્હારો વિયોગ ન થજો."

"ભાઇ ત્હમે આ અજાણ્યા ભટકતા પ્રવાસીની આટલી સેવા

કરી છે એ પણ મ્હોટો ઉપકાર. મ્હને જવા દો હું જમીશ નહી.”

“એમ તે થાય કે? અમે પણ વૈષ્ણવ છીએ.”

ઉદયચંદ્ર ઉત્તર ન આપી શક્યો તે નીચું મુખ કરી કંઇ વિચાર કરતો જણાયો.

‘જમ્યાવિના ન જવાય?’ ખેડુતની સ્ત્રી બોલી. “જમીને જરા આરામ કરી લ્યો કે થાક મટી જશે.”

ખેડુતના નિર્મળ આગ્રહથી તે ઉઠયો અને જમવા બેઠો. આ ઘરની સાદાઇ, અને હૃદયની નિખાલસતા જોઇ તે મનમાંજ બોલ્યો. “ભલે મ્હારા નગરવાસી અંગ્રેજી ભણેલા બંધુઓ પોષાકોમાં, ઠાઠમાઠમાં, સભાઓ અને પાર્ટીઓમાં હજારો રૂપીયાનો વ્યય કરી પોતાના શિક્ષણના બલથી કે અભિમાનથી આ સાદા ગરીબ વર્ગ—ગામડીયા વર્ગને કમઅકલ કે હલકા માનતા હોય પણ, અજાણ્યાની નિ:સ્વાર્થી સેવાનો મહાગુણ તો ત્હમને આ ખેડુત શીખવી શકશે. ધનવાન થાઓ વિદ્વાન થાઓ આ મ્હારા નિખાલસ હૃદયના બંધુઓ; પણ ત્હેમનામાંથી આ ગુણ નાશ ન પામો.”

જમી રહ્યા પછી થોડો વખત રહી, ખેડુતે આ પ્રવાસીને આરામ લેવા કહ્યુ. અને પોતાના ન્હાના ઝૂપડામાં જે સાધનો હતાં તે ત્હેની પાસે મૂક્યાં.

ઉદયચંદ્રને આરામની જરૂર હતી એટલે તે સુઇ ગયો. સાંજે ત્હેણે ખેડુત પાસેથી જવાની રજા માગી.

“એકજ દિવસમાં જવાય કે? બે ચાર દન તો રહો,”

“નહીં ત્હમારી મ્હોટી કૃપા થઇ હવે તો જવાની રજા આપો.”

કેટલીક તકરાર પછી જવાનું નક્કી થયું. સ્ટેશન સુધી પહોંચાડી

આવવા આગ્રહ કર્યો, પણ ઉદયચંદ્રે ના કહી. મ્હારી પાસે કંઈક સાધન હોત અને આ ગરીબ વર્ગની આવી સ્થિતિ જોત તો ત્હમને કંઈક સાહાય્ય કરી શકત પણ હાલ તો કંઈ નથી. ત્હેના ગજવામાં મુંબાઈનો ટીકીટ લેવાય એટલા પૈસા હતા. પોતાની સાલ ત્હેણે ખેડુતને આપી.

ના. ના. અમારાથી એ લેવાય !

હું પ્રેમથી આપું છું ત્હમે લ્યો. આ પ્રવાસીની યાદગીરી તરીકે માત્ર આજ છે. અંતે ખેડુતે સાલનો સ્વીકાર કર્યો અને ઉદયચંન્દ્ર વિદાય થયો.

## પ્રકરણ ૭ મું.

# શેઠ ઠગાયો.

મુંબાઈમાં માંડવી પર આવેલી મેઘજી આનંદજીની વખારે શેઠ પોતે અને ત્હેના કેટલાક મિત્રો બેઠા હતા. શેઠની ઉમર તો પચાસેક હશે પણ જુવાન થવા-દેખાડવા ત્હેમણે ખુબ ઠાઠ કર્યો હતો. નીકળી ગયેલા દાંતને સ્થાને વિલાયતી કૃત્રીમ દાંત શોભતા હતા. વાળ પણ અર્દ્ધા તો શ્વેત હતા પણ કલપ લગાડી તેના કાળા કરી દેવામાં આવ્યા હતા. વસ્ત્રો પણ ખુબ બપકાદાર હતા. વીંટી, કળા અને ગળામાં દોરો એટલાં ઘરેણાં હતાં. સોનાની ચેન લટકતી હતી. આમ કરવાનું કારણ અનુભવી વાંચક તો સમજ્યાજ હશે કે શેઠાણી તરતજ મરી ગયાં હતાં.

પાસે હેમના કેટલાક મિત્રો બેઠા હતા. એક હેમની જ્ઞાતિનો પટેલ સાદા સફેદ પોશાકમાં હેમની પાસેજ બેઠો હતો. હેની સ્હામે એક પુષ્ટ શરીરવાળો બ્રાહ્મણ બેઠો હતો. પટેલની પાસે શેઠનો પુત્ર હાઠથી શર્ટ કોલર નેકટાઈ આદિ શૃંગારોથી સજ્જ થઈ બેઠો હતો. બીજા એક બે મ્હેતા પણ શેઠ અને હેના મિત્રોની વાર્તા સાંભળતા બેઠા હતા.

"આ શેઠને વળી પંચાત થઈ. ભાઈ, શું કરે ?" બ્રાહ્મણ ભગવાનજીએ કથાની શરૂઆત કરી.

"પંચાત એમના જેવાને શી ? એગને ન આપે હેના તો અભાગ. બાદશાહી છોડી ઝુંપડી કોણ પસંદ કરે ?" પટેલ રતનસી બોલ્યો.

"પણ હમણાંના લોકના વિચાર બદલાતા જાય છે." શેઠ બોલ્યો. "નહીં તો મ્હને સાંભરે છે કે જ્યારે મ્હારી કાકી સ્વર્ગવાસી થયાં ત્યારે બીજેજ દિવસે કાકાને સીઠી ઝભ આપાઈ. એ પણ તે વખતે કંઇ મ્હારાથી ન્હાના ન હતાં, પણ આતો ત્રણ ત્રણ માસ વીતી ગયા હજી તો કંઈ નથી થયું."

"જમાનો બદલાયો છે જ્યાં ત્યાં છોકરાંને જુએ છે. પરધાન શેઠે પોતાની છોકરી પેલા ભીખારી જેવા ભાણજીને આપી." રતનસી બોલ્યો.

"વખત શું નહીં કરે, એ નથી કહેવાતું. આગળના ધર્મ કર્મ રહ્યા છે ક્યાં ? બ્રાહ્મણ અને દેવ પૂજા પણ હવે તો સ્ત્રીઓમાં રહી છે." ભગવાનજી બોલ્યો.

"એક વાત છે જો કરો તો" રતનસી બોલ્યો; "નારાયણજીના કુશીયાઈ બાઈ નરસિંહ કરીને કરાંચીમાં છે. હેની દીકરી પંદર વર્ષની

બેઠી છે. નારાયણજી પોતે લોભી છે એમને જો કંઈ આપશો અને એ કરાંચીમાં લખે કે શેઠ માંત્રીશ વર્ષના બીજવર છે તો જરૂર આપનું કામ થાય."

"નારાયણજીને હું સારી રીતે ઓળખું છું. વળી મ્હારી ભાભી ત્હેની માની બેનપણી છે એટલે એને સમજાવવો તો ઠીક થશે. અને પૈસા આપવામાં તો ક્યાં મ્હારી ના છે." મેઘજીશેઠ હીંમતથી બોલ્યો.

"હા એ રસ્તો સૌથી સરસ. કરાંચીમાં શું જાણશે?"

એટલામાં બહારથી એક પટાવાળાએ આવી શેઠના હાથમાં એક કાર્ડ મૂક્યો.

"ક્યા હય?" શેઠે પટાવાળાને પ્રશ્ન કર્યો.

"હયતો કાર્ડ શેઠ." પટાવાળાએ યોગ્ય ઉત્તર આપ્યો.

"પણ કાયકા હય?"

"સ્કુલકે જલસેકા."

"કીતને બજે જલસા હય."

"રાતકુ નવ બજે." પટાવાળો ચાલતો થયો.

"શેઠનું ગામમાં માન કેટલું છે! જ્યાં મ્હોટા મ્હોટા ઈંગ્રેજ અમલદારો મુમ્બાઇના મ્હોટા શેઠીયા અને વિદ્વાનો આવશે ત્યાં શેઠને પહેલી ખુરશી મલશે.' રતનસી બોલ્યો. વાતોને વાતોમાં નવ વાગ્યા. શેઠે વસ્ત્રો બદલવા માંડ્યા. અને ગાડી બોલાવવા માણુસ મોકલ્યો. સવાનવ વાગે શેઠ અને રતનસી ગાડીમાં બેઠા. ગાડી ધડડાટ કરતી બોરીબંદર સ્ટેશન તરફ ચાલી. ત્યાંથી મેદાન તરફ થઈ થોડેક દૂર જઈ એક મકાન પાસે અટકી. ત્યાં બે ત્રણ જણ પરોણાઓને માન આપવા ઉભા હતા. શેઠે ઉતરી તેમની સાથે હાથ મીલાવ્યા અને

અંદર દાખલ થયા. વિશેક ખુરશીઓ ગોઠવી હતી પણ તેમાંની ઘણી ખરી-પંદરેક ખાલી હતી.

"હજી લોકો નથી આવ્યા ?" શેઠે અંદર દાખલ થતાં પ્રશ્ન કર્યો.

"એતો હવે આવશે. વખત થાય છે."

"સ્કુલનો ઇનામ આપવાનો મેળાવડો રાતે હોય કે ?"

"જી હા, આ રાત્રીશાળા છે. અને સાથે ટી પાર્ટી પણ છે."

'પણ અમે ટી પાર્ટીમાં ભાગ નહીં લઇએ, અમે વૈષ્ણવ છીએ."

"ત્હમારા માટે પૂરેપૂરી ગોઠવણ કરી છે."

શેઠ અને રતનસીને સુંદર આસનો પર બેસાડ્યા. થોડો વખત થયો કે અંદરથી રસોઇયાએ કહ્યું "શેઠ ચાહ તૈયાર છે."

'ચાલો મેઘજી ભાઇ'—સ્વાગત કરનારાઓ પૈકિ એક બોલ્યો.

"પણ હજી બીજું કોઇ નથી આવ્યું."

"એતો જ્યેમ જ્યેમ આવતા જશે તેમ તેમ પીતા જશે." કહેનારે અંગરખું આદિ ઉપરના વસ્ત્રો ઉતારવા માંડ્યા. ત્હેને જોઇ રતનસીએ પણ તેમજ કર્યું. મેઘજી શેઠ ઘરમાં તો ચાહ પીતાં વસ્ત્રો ન્હોતા કહાડતા પણ અહીં ફરજ પડી. સૌ મંડલ અંદર દાખલ થયું ત્યાં જમીનપર પંદર વીશ પાટલા પડ્યા હતા. દરેક પાટલાં પાસે એકેક થાળીમાં એક પ્યાલો ચાહ અને બબ્બે પૂરીઓ મૂકેલી હતી. સૌ પીવા લાગ્યા. પી રહ્યા એટલે રસોઇયાએ સૌને એકેક પાન પટી આપી. પછી બહાર આવી વસ્ત્રો પહેરવા લાગ્યા. તરતજ ઘરધણી પૈકિ એક આશ્ચર્યથી ચારે તરફ જોતો બોલી ઉઠયો, "મ્હારી ઘડીઆળ

નથી. કોઇ આવ્યું તો નથી ?" આ સાંભળતા શેઠનું હૈયું હાથ ન રહ્યું. તે તલપાપડ થઈ વસ્ત્રો જોવા લાગ્યો. ત્હેના તો બટન ઘડીઆળ ચેન, અને રૂપીયાનું પાકીટ સૌ ગુમ થઇ ગયાં હતાં. મ્હોડું ફીકકું પડી ગયું. બીજાએએ પણ પોતપોતાના વસ્ત્રો તપાસવા માંડયા ને સૌએ કંઇને કંઇ ગુમ થવાની ફરીયાદ કરી.

"ચાલો પોલીસને નોટીસ આપીએ" એક જણ બોલ્યો.

"આમાં તે પોલીસ શું કરે ?" બીજાએ જવાબ વાળ્યો. અમારીજ ભૂલ કે માણસ બેસાડ્યા વિના અંદર ચાહ પીવા ગયા. આજે કામ મોકુફ રાખવું એજ વધારે સારૂં છે. મી. મેઘજીભાઈ, અમારી બેદરકારી માટે ત્હમને ખમવું પડે એ દિલગીર થવા જેવું છે." મેઘજી શેઠ મનમાં તો બળ્યા કરતો હતો, પણ ઉપરથી બોલ્યો, "ના. ત્હમે જાણી જોઇ એટલુંજ કર્યું છે."

"ચાલો ત્યારે બીજું શું ?" એમ કહી એકજણે ચાલવા માંડ્યું. બીજો ત્હેની પાછળ ચાલ્યો. શેઠને પણ આખરે ચાલવાની ફરજ પડી. ગાડી બ્હાર ઉભી હતી ત્હેમાં બેસી ઘર તરફ ચાલ્યા. રસ્તામાં રતનસીને કંઇ યાદ આવતાં ગાડી ઉભી રખાવી કહ્યું; મેઘજીભાઇ એ સોનેરી ટોળીના તો ન હોય ? ચાલો પાછા જોઇ આવીએ."

શેઠને પાછી શંકા થઇ ગાડી પાછી એજ સ્થાને આવી. ત્યાં કોઇ નહતું. ખુરસીઓ, ઘરમાંના પાટલા કે કોઇ માણસ દ્રષ્ટિએ પડયું નહીં. ઘરના માલિકને પૂછ્યું તો તેણે જવાબ દીધો કે આજેજ કોઇ રહેવા આવ્યા હતા. પોલીસને ખબર આપવી એતો મૂર્ખાઇ જગ જાહેર કરવા જેવું હતું. તેથી શેઠ શાન્ત થઇ ઘર તરફ ચાલ્યા. વખારમાં દાખલ થઇ ગાદિએ બેઠા કે એક છોકરે ત્હેના હાથમાં ચીઠી

મૂકી. તેમાં શું હતું !

"વય જેની વૃદ્ધ થઇ છે પણ વિચારો જેના વૃદ્ધ થયા નથી, બાલ જેના શ્વેત છે પણ બુદ્ધિ જેની શ્વેત નથી. વસ્ત્રો જેનાં કીમતી છે પણ મન જેનું તુચ્છ છે તે આ જગતમાં જીવ્યો ન જીવ્યો બરાબર છે."

## પ્રકરણ ૮ મું.

# आरोग्य-आश्रम.

મુંડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ તેં કીસ્મત !
તથાપિ ત્યાં બઝાડી શી ! ઉપાધિ બેવડી કીસ્મત !

મણિલાલ.

સૌ ખુશ રહો જેમાં ખુશી । હું જ્યાં ખુશી તે હું કરૂં !
'શું એ હતું શું આ થયું ?' એ પૂછશો કોઇ નહીં !

કુલાપી.

હૃદયચંદ્રના ભટકવાનું કારણ લગ્ન નહીં કરવા અને તે મનોહર મૂર્તિ જેને જોઈ તે વિહ્વલ બની જતો ત્હેનાથી દૂર રહેવા હતું, બ્હેન અને અન્ય આર્ય જનોને દુઃખ સાગરમાં ડૂબાડી ત્હેમની નિંદા કરાવી તે લગ્નથી તો દૂર રહી શક્યો. પણ પ્રેમ ભાવનાથી દૂર ન થઇ શક્યો.

શ્રૌન કછુ ન સુનેં બતિયાં જબતેં બતિયાં રસ પ્રેમ પિવાયો;
યા રસના કછુ ઓર ન જેંપત નામ પ્રબીન પ્રબીન પઢાયો;
યા મન ઓર ન ચાહત હેં જબતેં મન આપહિ કેસેં મિલાયો;

નેન કછુ ન નિહારત હૈં જબતેં મુખચંદ જેસો દરસાયો.[1]

ત્હેના કાન પ્રિયતમાના મધુર વાક્યોની સ્મૃતિજ શોધતા હતા. રસના તેજ પ્રિય નામનું જાપ જપતી હતી. મન એજ ઝંખના કરતું; નેત્રો એ પ્રિય મૂર્તિ નિહાળવા તલપતા; સ્વપ્નમાં તે રમ્ય મૂર્તિ ત્હેની મનોમય સૃષ્ટીમાં ભમતી; જાગૃતમાં ત્હેની વિચાર સૃષ્ટીમાં સ્ફુરતી. શરીર દિનપ્રતિદિન સુકાવા લાગ્યું. પોતાના દુઃખનું કારણ તે પોતાનેજ જોતો. જો મ્હેં આ વાત ચતુર્ભૂજ કે પાર્વતીને જાહેર કરી હોત, યશોદાને સર્ગપણ કરવા ના કહી હોત, તો આવું પરિણામ આવવા ન પામત. " મ્હારીજ મૂર્ખાઇનો હું પોતે ભોગ થયો. આવીને આવી ચિન્તામાં ત્હેનું શરીર બગડી ગયું તેમજ મુંબાઇની આબોહવા માફક ન આવી તેથી તે બીમાર પડયો. તેના સમ્બન્ધીઓ ઘણા હતા પણ ત્હેમને ત્યાં જવા ત્હેમની ઇચ્છા ન હતી. આથી ત્હેને આરોગ્યાશ્રમ શોધવાની જરૂર પડી. અંહિ ત્હેને આરામ આપનાર સુખ દુઃખની એ વાતો સાંભળનાર દુઃખમાં દિલાસો આપનાર કોણ હતું ?

રાત્રીના દશ વાગ્યાનો સમય થયો. દર્દીની ઓરડીમાં એક ઝાંખો દીવો બળતો હતો. પથારીમાં હમણા તે આમ તેમ આળોટતો હતો. આજ સાંજે ત્હેની પાસે કોઇ ભૈયો આવ્યો હતો અને ત્હેની આવી સ્થિતિ કેમ થઇ વિગેરે માટે અનેક પ્રશ્નો કર્યા હતા. આ કેમ આવ્યો હશે ? કોણે મોકલ્યો હશે ! એ પ્રશ્નો ત્હેના નબળા મગજને ભમાવી દેતા હતા. પોતાના અંતને પાસે જોઇ વિયોગ-શોકના વિચારો થાય તેવા વિચારો ત્હેને થવા લાગ્યા. ક્યાં હું અને ક્યાં સંબંધી જનો ? જરા વ્યાધિ થતાં પણ અનેક જન આશ્વાસનમાં રહેતા એ સ્થિતિ

1 પ્રવીણ સાગર.

અને ક્યાં આ રડી રડી મરી જાઉં તોપણ કોઈ પાસે ન આવે એ સ્થિતિ ! ખરૂં છે કે.

" કોઈ દિન અમૃત આહાર કોઇ દિન લુખી બાજી
કોઇ દિન પડવું પાય કોઇ દિન ન્હડવા વાજી[1]
કોઈ દિન સુંદર સેજ કોઇ દિન ભૂપર પડવું.
કોઇ દિન વિવાહ હોય કોઇ દિન દુઃખથી રડવું,
કોઇ દિન રળવું રીઝથી કોઈ દિન ખોવા દામને,
સામળ હિંમત ન હારીયે સંભારી શ્રી રામને.

કદિ ન્હડવા સુખ પાલ કદિ શેર ભાર ઉચકિયે,
કદિ ભોજન બહુ ભાત કદિ અન્ન વિના અટકિયે,
કદિ પંચ પોષાક કદિ કૈપીન ભર જાઇએ,
કદિ સેવક નિજ સાથ કદિ કિંકર, પણ થઇયે,
કદિ આપ સદાવ્રત આપિયે કદિ આપણ કર ઓડિયે,[2]
સામળ કે' સ્મરી રામને છત હિંમત નવ છોડિયે."

છપ્પયની છેલ્લી પંક્તિ બોલતાં હેને સ્વાભાવિક સંતોષ જણાયો. અને શ્રદ્ધાથી રામનામ જપવા લાગ્યો. થોડો વખત આમ ગયો. જરા આંખ મિંચાઇ પણ પાછી ખાંસી આવી નિદ્રા ઉડી ગઇ. વ્યાધિ વખતે મૈયંની પાસે બેસનારી માતા યાદ આવી. આંખમાંથી અશ્રુધારા ચાલી રહી. જરામાં બ્હેન યશોદાની છાયા-મૂર્તિ પાસે આવી કહેવા લાગી, ઉદય, વ્હાલા ઉદય ! શું તું કૂર છે ? ના. મ્હારો બાઇ કૂર તો ન

1 ઘોડો. 2 હાથ ધરી માગિયે.

હોય પણ ત્હને આમ નાશી જવાની બુદ્ધિ કેમ સુઝી." હૃદયચંદ્રનું હૃદય ધડકવા લાગ્યું. હમણાજ તાર કરી બ્હેનને બોલાવું, એવો વિચાર થયો. ત્યાં સ્હામેની જગ્યાથી કોઇ છોકરાની કવિતાએ ત્હેનું ધ્યાન ખેંચ્યું.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું
સદા રાજી રાજી હૃદયમાં રહેવું.
કદિ દુ:ખથી હામ હૈયે ન હારો
ઘણા કષ્ટ કાલે ઘણું ધૈર્ય ધારો.[1]

પુનઃ ધૈર્યનું દર્શન થયું. શાંતિથી રામનામ જપતો સુઇ રહ્યો. આંખ મિંચાઇ. યશોદાની આશ્વાસકમૂર્તિ ત્હેની પાસે આવી ત્હેનું માથું પોતાના ખોળામાં લઇ બેઠી. આ શાંત સ્વપ્નમાં તે થોડો વખત પડી રહ્યો—ઉંઘવા લાગ્યો. જરા વારે જાગ્યો. ત્હેના આશ્ચર્યનો પાર ન રહ્યો. ત્હેનું માથું એક શાંત મુખવાળી, સાદા પોષાકવાળી સ્ત્રીના ખોળામાં પડ્યું હતું. શું તે યશોદા હતી? કે કોઇ આશ્વાસક દેવી હતી? શું ત્હેનું સ્વપ્ન સાચું હતું? તે આશ્ચર્યથી આ શાંત મૂર્તિ તરફ જોઇ રહ્યો ત્યાં ત્હેના મુખ કમલમાંથી શબ્દામૃત ઝર્યું.

"ભાઇ, નિરાંતે સુઇ જા."

આ એકજ વાક્યે દર્દીના મનમાં ઘણો ફેરફાર કર્યો.—આથી ત્હેને ઘણું આશ્વાસન મળ્યું.

"ક્ષુધા કે તૃષા જણાય છે?"

"ના. મુદ્દલ નહીં."

---

[1] કવિ દલપતરામ.

"ત્હમારા કોઇ સંબંધી છે ?" આશ્વાસક સ્ત્રીએ ત્હેને શાંતિથી પ્રશ્ન કર્યો.

"છે. પણ......"

"ત્હેમને પત્ર કેમ નથી લખતા ?"

"દેવી ! પત્ર કોને લખું ? શું લખું ! સુખનું ચિંતવન કરવાથી—શાંતિની ઇચ્છા કરવાથી તો દુઃખ નૂતન રૂપે પ્રકટ થાય છે. દૂર જતાં પાસે આવે છે. હવે તો પત્ર પણ નહીં લખું ને વૃતાન્ત પણ કોઇને નહીં કહું. હવે તો રડીશ ને આ દુઃખી જીવન પૂરૂં કરીશ." ઉદ્વેગથી બોલતાં ત્હેના નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. અને દેવીના ખોળામાં માથું મુકી ખુબ રડવા લાગ્યો.

આ માણસને હૃદય ઔષધિની જરૂર હતી. એમ જાણતાં આશ્વાસક સ્ત્રીએ ત્હેને એ વાત પરથી ઉતારી નવી વાર્તા કહાડી. "ભાઇ, ત્હમે શાંત રહો, ઈશ્વરની કૃપાએ ત્હમે સારા થશો ને ઇચ્છિત મેળવશો. ડૉકટર મ્હને કહેતા હતા કે ત્હમારી તબીયતમાં સારો ફેરફાર થતો જાય છે."

પણ દેવી, ત્હમે કોણ છો ? આહિં ક્યારે આવ્યા ?

ત્હમે આરોગ્ય થઇ જાઓ પછી ત્હમને સર્વ વૃત્તાન્ત કહીશ.

મોડી રાત સુધી આ સ્ત્રી દર્દી પાસે બેસી રહી. અને જ્યારે ત્હેને શાંત નિદ્રા આવી ત્યારેજ ધીમે રહી ઉઠી દરવાજો પૂર્વની પેઠે બંધ કરી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

# સરલા દેવીનું વૃત્તાન્ત.

[1]Dear woman is the dream of life,
Adorned with every winning art;
As mother daughter sister wife,
She melts the soul, she charms the heart.

સાંજનો વખત છે. બંગાળાની ઘાસવાળી વૃક્ષોવાળી ભૂમિપરથી અગ્નિવાહન ધડધડાટ કરતું ધુમ્રના ગોટેગોટા ઉરાડતું ચાલ્યું જાય છે. મુસાફરો બારીઓમાંથી આસપાસનો પ્રદેશ જોતા જણાય છે. વાહન એક સ્ટેશનપર અટક્યું. ઉતારૂઓ ચ્હડ ઉતર કરવા લાગ્યા. આપણી કથાનો નાયક ઉદયચંદ્ર અને ત્હેને આશ્વાસન આપનારી સ્ત્રી અહિં ઉતર્યાં. ઉદયની તંદુરસ્તી હાલ ઘણી સુધરી છે.

" અહિંથી આશ્રમ લગભગ દશ માઇલ દૂર છે. રાત અહીં રહી સવારે નીકળીશું." તે સ્ત્રી બોલી.

ટ્રંક્ પથારી વિગેરે મજુરને આપી આ બન્નેજણ સ્ટેશન–કમ્પાઉંડની બ્હાર આવ્યા સ્હામેજ એક સુંદર ધર્મશાળા હતી ત્હેમાં સામાન મૂકાવી પોતે જાજમ બીછાવી તેપર બેઠા. આ સ્ત્રીનું નામ સરલા

૧ વ્હાલી છે રમણી–પ્રેમદા સ્વપ્નુ જીવનનું સુખદા
માયા મોહક જે સહુ છે, છે પ્રત્યેકથી ભૂષિત તે
માતા દુહિતા ને ભગિની, પત્ની આદિ રૂપ બની
ઓગાળે ઉર–અંતરને મંત્રે છે મન મંદિરને. ( યાદવ ).

દેવી હતું તે સ્વભાવે સરલ હતી. ઉદયને પ્રથમ જોયો ત્યારથીજ તે ત્હેનાપર માયા રાખવા લાગી અને અંતઃકરણથી ત્હેની સેવા કરવા લાગી. આ પવિત્ર સ્ત્રીના પ્રતાપે કે ત્હેના ગત જન્મના ધર્મને પ્રતાપે ઉદયચંદ્રની સ્થિતિ સુધરવા લાગી. ડૉકટરે ત્હેને હવા બદલવા જવાની સલાહ આપી. સરલા દેવીએ ત્હેને પોતાની સાથે આવવા કહ્યું. આ દુઃખી પુરૂષને તો તેજ દિલાસા રૂપ હતી. એટલે ઉપકાર સહિત આમંત્રણ સ્વીકાર્યું. એજ કારણે તેઓ અહીં આવ્યાં હતાં.

ઉદયચંદ્ર સાથે ત્હેનો આવો ગાઢ પરિચય હોવા છતાં પોતાનું વૃત્તાન્ત ત્હેને કહ્યું નહતું. આ વખતે આતુર ઉદયે આ સદ્‌ગુણી સ્ત્રીનું વૃત્તાન્ત જાણવાનો અવકાશ લીધો. " દેવી, આજ મ્હને ત્હમારૂં વૃત્તાન્ત કહો. "

" જગતમાં દરેક જણ–ઝુંપડીમાં રહેનાર ભીખારીથી તે મહેલમાં રહેનાર રાજા કે શ્રીમંતજન સુખને માટે મથે છે. પણ એક ધનવાન મોડી રાત સુધી બીછાનામાં આળોટયા કરે છે. અનેક ચાકરો ત્હેની સેવામાં ઉભા છે. અનેક આનંદદાયિની વસ્તુઓ ત્હેની પાસે છે છતાં શોક દુઃખ કે વ્યાધિથી ત્હેને નિદ્રા નથી આવતી. અને કહે છે કે, આટલું ધન આટલું ઐશ્વર્ય છતાં સુખ તો સ્વપ્ને પણ નથી.' ત્હેનીજ સ્હામે કોઇ ખેડુત રહે છે. જેને રાતે પુરૂં ખાવાનું પણ નથી મળતું છતાં સુખે નિદ્રા લે છે. તો સુખનું કારણ શું ? ધનવાન હમેશાં સુખી હોય તેમજ નિર્ધન દુઃખી હોય એવો કંઈ નિયમ છે ? બાહ્ય ખરૂં જોતાં જગત સ્થિતિ આવીજ છે. "

" કાચા તંતુ તણો તાણો સંસાર છે સાંધીયે સાત ત્યાં તેર તૂટે,
શરીર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહીં યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખૂટે,

હોય ખોરાક તો ન્હોય સંતાન ઉર હોય સંતાન રિપુ લાજ લુંટે.
સર્વે તો સુખ કદિ હોય દલ્પત કહે સમીપ સંબંધીનું શરીર છુટે.

" ભાઇ, એક વખતે હું પણ એક મહા દુઃખી સ્ત્રી હતી. પણ ગુરૂ ભગવાને મ્હને દુઃખનું એક ઉત્તમોત્તમ ઔષધ આપ્યું અને તેથી આજે હું પરમ સુખમાં છું."

" આપના ગુરૂદેવ ક્યાં છે ? હું પણ ત્હેમના દર્શન કરી કૃતાર્થ થવાઇચ્છું છું."

" ત્હેમની પાસેજ આપણે હમણા જઇએ છીએ."

ઉદયના મુખપર આનંદ ઝળકી રહ્યો. વારૂ, પછી શું ?

મ્હારા પિતા બંગાળાના પ્રખ્યાત ખોઝ કુટુંબના હતા. તેઓ વિદ્વાન હતા અને બંગાળામાં એક સમર્થ વક્તા અને દેશભક્ત ગણતા હતા. ત્હેમણે એક સુપિતાને છાજે તેમ ઇંગ્રેજી સંસ્કૃત જ્ઞાન આપ્યું. તેમજ મ્હારી માતા પણ સદ્‌ગુણી હતાં. આપણા દેશમાં એવી માતાઓ ભાગ્યેજ હશે. એમણે પોતાની બુદ્ધિ અને માનસિક શક્તિઓથી મ્હારામાં સદ્‌ગુણના સંસ્કારો રોપ્યા. ભાઇ, મ્હારી માતાનું સ્મરણ થતાં હમણા પણ બહુજ દીલગીરી થાય છે. ને ખરેખર ત્હેનું મુખ દયામણું થઇ ગયું."

પદર વર્ષની પુખ્ત વયે મ્હને એક ત્રેવીશ વર્ષના વિદ્વાન ગ્રેજ્યુએટ સાથે પરણાવી. આપણામાં પિતાનો વારસ પુત્રજ ગણાય છે. યુરોપમાં પુત્ર પુત્રીઓનો હક સરખો છે. મ્હારા પિતાએ દાયજામાં મ્હને સારૂં ધન આપી પુત્રી તરફનો પોતાનો પ્રેમ જગજાહેર કર્યો. મ્હારા પતિ પ્રેમી, ઉદાર અને દેશવત્સલ હતા. તે મ્હને અનન્ય પ્રેમથી ચ્હાતા અને હું પણ ત્હેમની સેવા કરવામાંજ જીવનનું શ્રેય માનતી.

મ્હારાં મા બાપ મ્હારૂં જીવન સુખી જોઈ આનંદ પામ્યા. અને એ આનંદ કામમાંજ મ્હારા પિતા સ્વર્ગવાસી થયા. મ્હારી માતા છ માસ પછી કાશી જઇ જીવનનો શેષકાળ ભક્તિમાં ગાળવા લાગ્યાં. પિતા માતાના આવા વિયોગથી હું ખિન્ન થઇ વારંવાર રોતી, પણ મ્હારા પ્રાણ તે વખતે મ્હને પાસે બેસાડી લૉંગફેલોની કવિતા ગાઇ ધૈર્ય આપતા.

"Life is real life is earnest
And the grave is not its goal
Dust thou art to dust returneth
Was not spoken of the soul.
Not enjoyment and not sorrow,
Is our destined end or way
But to act that each to-morrow,
Find us farther than to day."

કવિતા સંપૂર્ણ થતાં સરલા દેવીની આંખમાંથી ડળડળ અશ્રુ પડવા લાગ્યાં તે વધારે ન બોલી શકી. "બાઇ, ભાગ્યનો કોણ જાણે કેવો ન્યાય છે કે દુ:ખપર દુ:ખ આવ્યાજ કરે છે." જરા વાર રહી અશ્રુ લુંછતી સરલા બોલી, "મ્હારા પ્રાણનાથ પણ સ્વર્ગવાસી થયા. મ્હારી માતા મ્હને દુ:ખમાં દિલાસો દેવા આવ્યા પણ એ દુ:ખનો તે પોતેજ ભોગ થયાં. વૃદ્ધાવસ્થામાં આ દુ:ખથી ત્હેમનું શરીર વ્યાધી ગ્રસ્ત થયું અને થોડા સમયમાં સ્વર્ગવાસી થયાં. મ્હેં આ અસાર સંસારનો ત્યાગ કરવા વિચાર કર્યો. તો પણ એક વર્ષ તો દુ:ખમાંજ ગુજારવું પડ્યું. મ્હારા સાસરીયા તરફના ઘણા સંબંધીયો મ્હને આશ્વા-

શન આપતા, ત્હેમજ મ્હારા ભાઈની સરકારી નોકરી હોવા છતાં મ્હારી પાસે વારંવાર આવતો, એક વર્ષ પછી હું મ્હારી સાસુ સાથે યાત્રા કરવા કાશીમાં ગઈ ત્યાં મ્હને એક સાધુ મળ્યા, ત્હેમને જોતાંજ મ્હને ભાવ-પ્રેમ ઉત્પન્ન થયો. ત્હેમણે મ્હારૂં દુઃખી મુખ જોઈ કહ્યું 'બેટા, તું દુઃખી જણાય છે.' હું દુઃખથી બોલી ન શકી પણ રડી પડી, "તું સાધ્વી છે,' ત્હેમણે કહ્યું "અને ત્હારા જેવી સાધ્વીઓ તો જો સુખ અને કીર્તિ શોધવા મથે તો અવશ્ય શોધી શકે-પ્રાપ્ત કરી શકે."

"પિતા, કીર્તિ કે સુખની મ્હને આવશ્યકતા નથી મ્હને તો કલ્યાણનો માર્ગ બતાવો." આ સાંભળી ત્હેમણે મ્હને આ મહામંત્રનો બોધ કર્યો, 'દુઃખીને સુખ પ્રાપ્ત કરવાનો એકજ માર્ગ છે કે ત્હેણે પોતાના દુઃખી ભાઇ બ્હેનોને સુખી કરવા યત્ન કરવો. સાધુ થઇ રખડવાથી કંઇ સાધના થતી નથી: તેમજ કદાચ જો સત્યશ્રદ્ધા અને ભક્તિ પ્રાપ્ત થાય તો પણ જગત્‌નું કલ્યાણ થઇ શકતું નથી. યુરોપમાં અનેક વિધવાઓ અનેક કુમારિકાઓ, વ્રતો ગ્રહણ કરી માંદા કે ગરીબની સેવામાં, સ્ત્રીઓને કે બાળકોને શુદ્ધ શિક્ષણ આપવામાં, પોતાનું જીવન પૂરૂં કરે છે. આર્ય દેશમાં ત્હારા જેવી સાધ્વીઓનો એ કામ કરે તો દેશને અનેકધા લાભ કરી શકે. બેટા, ઇશ્વર એકજ છે અને આ જગત ત્હેની સંતતિ છે. આપણાથી બની શકે તેટલી ત્હેની સંતતિ સેવા કરવી એ ઇશ્વર સેવા કર્યા બરાબર છે.'

એજ મ્હારા ગુરૂ દેવ, એમનાંજ આશ્રમમાં આપણે હમણા જઇએ છીએ. ત્હમે પણ દુઃખી છો, તેથીજ એ મ્હારા પૂજ્ય ગુરૂદેવ પાસે આપને તેડી જાઉં છું.

બ્હેન સરલા ત્હમે એક ખરા તપસ્વિની છો. જન સેવા એજ મહા તપ છે એજ મહા યજ્ઞ છે. ત્હમને જોતાં મ્હને ભવભૂતિનો એક શ્લોક યાદ આવે છે.

**त्रिलोकीमङ्गल्यामवनितललीनेन शिरसा**
**जगद्वन्द्यां देवीमुषसमिव वन्दे भगवतीम् ॥**[1]

આ શ્લોક બોલી ઉદયચંદ્રે પોતાનું માથું દેવીના પગપર મૂક્યું.

દેવીએ ભાવપૂર્વક બન્ને હાથે ત્હેને ઉઠાડ્યો. "ભાઇ પ્રેમ આપણને એક બીજા પાસે દીન કરે છે. ત્હમે સાધુ છો એટલેજ મ્હારામાં સાધુતા જુઓ છો. બાકી મ્હેં તો મ્હારા કર્તવ્ય સિવાય અધિક કંઇ નથી કર્યું."

"પણ દેવી હજી મ્હારી એક શંકા છે. આપ મ્હારી પાસે રાત્રે કેવી રીતે આવ્યાં." "મુંબાઇની એ હૉસ્પીટલના ડૉક્ટર મ્હારા કાકા છે. ત્હેમને મળવા હું આવી હતી. વ્યાધી ગ્રસ્ત જનોને જોવાથી આપણને ઇશ્વર તરફ આપણે આરોગ્ય હોવાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. એટલુંજ નહીં પણ તન્દુરસ્તીની કીંમત સમજાય છે. આવીજ ધારણાથી હું દર્દીઓનો ઓરડા જોવા નીકળી. ત્હમે ઉંઘમાં માત્ર યશોદા વિગેરે શબ્દો લવતા હતા તેથી ત્હમારી પાસે આવી બેઠી.""

આ વિગેરે વાતોમાં રાતના નવ વાગવા આવ્યા. ભોજન લઇ ઉદય પોતાની પથારીપર સૂતો. સરલા દેવીનું વૃતાન્ત, ત્હેના ગુરૂજી આ દુઃખી પ્રવાસીની દ્રષ્ટિ પાસે તરવા લાગ્યા. ત્હેમના દર્શન માટે ઉત્સુક બન્યો. સરલા દેવી પોતાને માટે રાખેલા બીજા ખણ્ડમાં ચાલી ગઇ.

---

૧ ત્રણ લોક હર મંગલ કરતા વન્દુ વળી સૌ વિશ્વને,
હે ઉષસ દેવી સમાન ભગવતી વન્દુ ભૂમિ શિર નામિને (મ. ન. દ્વિવેદી)

## પ્રકરણ ૧૦ મું.

# નરભેરામની વ્યથા.

**જો મતિ પીછે ઉપજી સો મત આગે હોય.**
**ચલા જાય વૈકુંઠ મેં પલા ન પકડે કોય.**

ઉદયચંદ્ર નાશી ગયો એવી ઉડતી અફવા સાંભળી નરભેરામે તાતજ પોતાના મુંબાઇના સંબંધીને તાર કર્યો તેજ દિવસે પ્રત્યુત્તર મળ્યો કે ત્યાં નથી. હવે અફવા સત્ય જણાઇ. હેનું હૈયું હાથમાં ન રહ્યું. હેના મિત્રો ચતુર્ભુજ અને આનંદજીને પૂછ્યું. ચતુર્ભુજ તો હેના જેટલોજ અજાણ્યો હતો અને આનંદજીને ખબર નહતી કે તે ક્યાં ગયો હતો. નિરાશ થઇ હેના કાગળીયા વસ્ત્રો વિગેરે તપાસવા લાગ્યો. ઘણી શોધ પછી હેને એક શિરનામા વગરનું પરબીડીયું મળ્યું. આતુરતા અને ભયભુજતે હાથે પરબીડીયું ફોડ્યું અને અંદરનો પત્ર વાંચવા લાગ્યો.

પત્ર વાંચતા જરામાં હેનું મુખ ફીકકુ પડી જતું પુનઃજરામાં ઉત્સાહી જણાતું. એ પત્રમાં શું હતું ?

પૂજ્ય વડીલ,

આપને પત્ર—આ પ્રકારનો પત્ર લખવાનો આ પહેલો કે છેલ્લો અવકાશ છે. અને જે દૃશ્ય આ હૃદય મુખદ્વારા લેવા અશક્ત હતું, તે લેખિની એને પત્ર દ્વારા લે છે. આપ મ્હને જેવા પૂજ્ય પ્રથમ હતા તેવાજ હાલ છો. પણ આપનું એક કાર્ય જે આપ રૂઢિ બળે મ્હારી મનોવ્યથા જાણ્યા વિના કર્યું છે તેજ અયોગ્ય હોવાથી હેના પરિણામનો ત્યાગ કર્યો છે.

"કોઇ પણ બે મનુષ્યોના સમાગમમાં કંઇ હેતું હોવો જોઇએ. નીતિવાન પુરૂષ નીતિવાન અને અનીતિવાન પુરૂષ અનીતિવાન મિત્ર શોધશે, એ મિત્રતામાં કારણ ભૂત ત્હેમના ગુણ છે, અને એ ગુણ ઐક્યથી તેઓ સારા કે નરસા કામો કરશે. પણ એક નીતિવાન અને એક અનીતિવાન એક વિદ્વાન અને એક મૂર્ખ કદિ પણ મિત્રો થઇ શકતા નથી. તેમ તેઓ કંઇ કાર્ય પણ કરી શકતા નથી. અહિ શંકા થશે કે નીતિવાન અનીતિવાનને પોતા જેવા કે મન કરી શકે. જો અનીતિવાન કે મૂર્ખની નીતિવાન કે વિદ્વાન ઉપર શ્રદ્ધા–ભક્તિ હોય તો બન્ને સમય જતાં ગુણ ઐક્ય પ્રાપ્ત કરી શકે પણ જો બન્ને એક એકનું તાણવા જાય તો પરિણામે બન્નેનો નાશ થાય,"

"મૈત્રીથી લગ્નની બાબત શું ઓછા મહત્વની છે? મિત્રો તો સ્વતંત્ર છે. એક બીજાને ત્યાગી શકે છે, પણ આમાં તો જરા ભૂલ્યા કે મૃત્યુ પર્યંત પસ્તાવું પડે છે."

નરભેરામનો ચ્હેરો ફીક્કો પડી ગયો. તે નિશ્વાસ નાંખી બોલ્યો ખરૂં છે. ખરૂં છે. હું એ રહસ્ય જાણતો ન હતો અને ત્હેને સમજુ સમજ્યા છતાં સલાહ લેવા ચમકાતો હતો. તેનું પરિણામ એ આવ્યું કે લાજ ગઈ. ગામમાં હડહડ થઇ. દુશ્મનોને ખુશી થઇ અને ત્હારી જુદાઇ થઈ. પત્ર આગળ વાંચવા લાગ્યો.

"યુક્તિથી જોયું હવે શાસ્ત્રોમાં શું છે તે જોઇએ. આપણે ઇતિહાસોમાં પ્રસંગે પ્રસંગે સ્વયંવરના દ્રષ્ટાંતો જોઇએ છીએ. દમયંતિના પિતાએ ત્હેને માટે યોગ્યવર શોધવા સ્વયંવરની યોજના કરી. સાવિત્રીના પિતાએ ત્હેને માટે યોગ્યવર શોધતા બ્રાહ્મણોને મોકલ્યા. તેમજ નગરાજાને નારદજીએ "ત્હમે કુમારા કેમ રહ્યા છો" એવું પૂછ્યું ત્યારે

જણાવ્યું કે "મ્હારે યોગ્ય કોઈ કન્યા મળતી નથી." આ ઉપરથી જણાય છે કે લગ્નની મહત્તા પ્રાચીન આર્યો સારી રીતે સમજતા હતા. તેમજ મનુઆદિ સ્મૃતિકારોએ પણ વરકન્યાનું જોડું ગોઠવવામાં પૂરેપૂરી સાવચેતી રાખવા ભલામણ કરી છે. ( જુઓ મનુ. અ. ૩ માં ૧ થી ૧૯ અને ૪૨ થી ૪૫ ) આમાં આપણી રૂઢિઓ અને અજ્ઞાનતા ઘણો અનર્થ કરે છે. અનેક જનો એ અનર્થના ભોગ થયા છે અને થાય છે. ત્હમે કહેશો કે એવું જોડું મળવુંજ મુસ્કેલ છે. ખરૂં છે કે સ્ત્રી પુરૂષોમાં જ્યાં સુધી દમ્પતિ ધર્મના જ્ઞાનનો અભાવ છે ત્યાં સુધી એવું જોડું નહીં મળે પણ જ્યાં ગુણ અને સૌન્દર્યથી પ્રેમજ્યોતિ પ્રકાશે છે ત્યાં એવું જોડું સ્વયં રચાય છે. વડીલ શ્રી ! ત્હમે રૂઢિના ભોગ થયા છો અને હું અનર્થનો ભોગ થયો છું. જેની સાથે ત્હમે મ્હારૂં વેવિશાળ કર્યું છે ત્હેની સાથે મ્હારૂં ખરૂં લગ્ન થવાનો સંભવ નથી, તેથી એવું લગ્ન કરી દુઃખી જીવન ગાળવા કરતાં એવા લગ્નથી દૂર રહેવુંજ વધારે ઉચિત લાગ્યું છે. મ્હારી ચિંતા ના કરતા. હું ભમીશ, રખડીશ અને શેષ જીવન પૂરૂં કરીશ. જો જીવતા હઇશું ને ઇશ્વરની ઇચ્છા હશે તો મળીશું નહીંતો હમણાજ પ્રણામ. વધારે શું લખું ?"

લી. ત્હમારો

દુર્ભાગી ઉદય.

"દુર્ભાગી ! દુર્ભાગી ' ત્હને દુર્ભાગી કરનાર પણ હું અને પશ્ચાતાપ કરનાર પણ હું.' હવે કોને કહું ? ક્યાં શોધું ?"

કેમ કંઈ મળ્યું ? યશોદાએ આવી જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો પણ બીજીજ પળે પોતાના પતિનું શોકગ્રસ્ત મુખ જોઇ રડી પડી. ત્હેની બાઇને પરણાવવાની સઘળી આશાઓ નષ્ટ થઇ હતી. બન્ને બ્હેનોમાં

એકજ ભાઇ તે પણ આમ ચાલ્યો ગયો. "શું હવે ઉદયને નહીંજ જોઉં ?"

આ વખતે આ દમ્પતિનો દેખાવ ખરેખર દયાજનક થઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

# जमना अने त्हेनो पति.

વહુ વાઘેશુ રે વહુ ઘરમાંથી જા
તુવેરના તો દાળ કરીને ડોસો કહે છે માંખ્યો,
માંખ્યો માંખ્યો શું કરે છે ફોડું ત્હારી આંખ્યો.
(લૌકિક.)

રાતના નવ વાગ્યા હતા. જમનાનો પતિ ઘેર આવ્યો ઘરકામથી પરવારી ફળીયાની કેટલીક સ્ત્રીઓ જમના પાસે વખત ગુજારવા બેઠી હતી. શાંતિદાસને જોતાંજ કોઇ લાંબા ગુંગટા તાણી તો કોઇ હસતી હસતી પોતાના ઘર તરફ ચાલી ગઇ. જમનાના ઘરમાં તે અને ત્હેના બે બાળકો રહ્યાં. અંદરના ખણ્ડમાં પાઘડી ક્હાડી ખીંટીપર રાખી શાંતિદાસ બહાર આવ્યો.

"આજે મ્હોડા આવ્યા." જમનાએ મ્હોડું મ્હડાવી પ્રશ્ન કર્યો.

"નાટકમાં ગયો હતો."

"નવલશા હીરજી મ્હોટાને। ઘરના છોકરા ઘંટી ચાટે ને ત્હમે નાટકમાં જાવ એંહહ........ત્હમે નાટકમાં ન જોઓ તો નાટક સ.નું

લાગે ખરૂં ને ?"

"પણ એતો સરકસ છે ગાંડી." શાંતિદાસ હસી બોલ્યો.

"ડાહ્યા તો ગામમાં તમેજ રહ્યા. હું તો ગાંડીજને કે તમારી પાછળ પડી. આ સરકસ કે બરકસ! હશે તો એજને કે છોકરા નાચતા હશે. આ ઘરમાંજ નાટક કરોને? તમે બે છોકરા ને બે ત્રણ બાજા મળીને નાચો તો થાય નાટક."

શાંતિદાસ બિચારો એકતા ભૂખ્યો હતો તેમાં આ બાયણું સાંભળી કંટાળી ગયો. ત્હેણે આ વાત ઉડાવવા પ્રયત્ન કર્યો "લાવ જોઇતો લાવ."

"મ્હને તો આગળથીજ બ્હીક હતી કે એ નાટક તમારૂં ઘર બાળશે. છોકરાંઓનેવેરાગી બનાવીશું કાં? હવે તો વાત વધી. ચાહ પીઓ, ઉજાણીઓ ખાઓને ખવાડો, હવે નાચવાનું રહ્યું તે શીખ્યા. હું કરકસર કરૂં તે તમારા ઉડાવવા માટે કાં? તમારે નાચરંગ કરવો હોય તો ભલે કરો પણ પ્હેલાં અમને અફીણ દો. તમારા જીવની સહેલ માટે મ્હારે તે કેટલું વેઠવું. રૂપીઆ ખર્ચી આવ્યા ઉજાગરો કરી આવ્યા, ને તાપ આવશે ત્યારે? લુગડાં લેતાં જીવ બળી ખાખ થાય પણ આતો નાચ એટલે ચાલે." રસોઈ લેવા જતાં પીરસતાં અને લાવતાંમાં જમના આટલું બબડી.

શાંતિદાસને આખરે જમવાનું તો મળ્યું. પણ દાળ મીઠા વિનાની કહેવા વિના કેમ ચાલે! તે કદાચ ચલાવી લે પણ ભાત રાબ જેવો અને રોટલી ચવડ હતી, એટલે હેઠે સ્વરે બોલ્યો. "કેમ આજે રસોઈ આવી?"

"શું બોલ્યા? રસોઈ ખરાબ થઇ છે કેમ? આપજતો કેમ નું

જાય ? ધનપાલશા મ્હોટાને ? કાલતો દેવ મંદિરની થાળ બનાવીશું. ત્હમારે માટે કંઇ ચાલશે ? જ્યાં જીભડી કેળવી ત્યાં, હોળી બાળ્યા વિના ચાલશેજ કેમ ? આ ખોટું થયું છે ને તે ખારૂં થયું છે. આ બફાઈ ગયું ને પેલું ફીકકું થયું એજ મ્હારા વખાણ, કોઇ દિવસ સારૂં થયું એમ બોલ્યા ? એતો અવળી ઘાણી; જેમ પીલાય તેમ પીલો. બળ્યું માણુસ છીયે તે ભૂલે થાય. પણ અહિંતો કંઇક બ્હાનું મળ્યું કે વાદળ ઘેરાયું. આવું અમને ન પાલવે સમજ્યા ? હું તો આ ચાલી મ્હારે પિયેર. સંભાળજો ત્હમારા છોકરાંને."

શાંતિદાસ તો એવો ગુસ્સે થયો કે ખાધું ન ખાધું કરી ઉઠી ગયો. પથારી તૈયાર હતી એટલે તેપર આળોટવા લાગ્યો.

" સર્વ દુઃખતો સાંખીએ કાઢી કર્મનો વાંક<br>
ભૂંડી જેની ભારજા તે દુઃખ આડો આંક."

" જેનો સ્વભાવજ બંધાઈ ગયો ત્હેને શું કરે ? કહેતો લાજ જાય ન કહેતો વધારે દુષ્ટ થાય. હવે તો પરદેશ જવું એજ સારૂં છે."

' સંપ હોય તો ઘર ભલા નહીં તો ભલો પરદેશ.'

" હરરોજ આવું થાય તે કરતાં તો દૂર સારૂં." તે નિશ્વાસ નાંખી બોલ્યો.

## પ્રકરણ ૧૨ મું.

# राधानु दुःख !

**મુજ જેવું વૃત્ત ભણાકવું સુણશો પૂછયે આ દેશમાં**

**પરદેશો સજ્જન ! હિન્દુએ ગાળેજ જીવન કલેશમાં**
**નરજાત સુખી હશે અહીં કહી મ્હાલતી સ્વચ્છન્દથી**
**પણ નારીને રોવા વિના નહીં કર્મમાં બીજું કંઇ.**

**સ્નેહમુદ્રા.**

રાધાનું ઘર હમણા ઘણુંજ કંગાળ જણાતું હતું. સઘળી વસ્તુઓ અવ્યવસ્થિત પડી હતી. આગળના ઓરડામાં ત્હેની સાસુ સૂતી હતી. ન્હાની નણંદ આમતેમ ફરતી હતી. ત્હેની સાસુ તાવ અને ઉધરસથી પીડાતી હતી. રાધા ઘરનું સૌ કામ કરતી, રોગીને વારંવાર સ્વચ્છ કરી દેતી, ઔષધપાતી, પંખો નાંખતી, આવનાર સ્ત્રીઓનો સત્કાર કરતી છતાં વારંવાર સાંભળવું પડતું.

" રાધા ! ઓ રાધા મ્હને ઉઠાડ......બહાર...જવું છે. "

રાધા નીચે પાણી ભરવા ગઈ હતી એટલે ઉત્તર ન આપી શકી. સાસુ ગુસ્સે થઇ બોલી, " જવાબ દે છે કંઇ ? હવે હું કયાં જીવવાની છું. બોલાવું તો સાંભળેજ નહીં. ન્હાની......જા ઉમાને બોલવી લાવ. વહુએ મ્હને આગળ શું સુખ દીધું હતું કે હમણા દેશે ? એને મન આજે મરૂં તો કાલે બીજો દિવસ થાય. "

એટલામાં તો રાધા આવી. કેમ સાસુજી શું જોઇએ ?

" કંઇ નહીં તું ત્હારે કામ કર્યા કર. હું મરૂં તેમાં ત્હને શું ! "

" પાણી મુદલ નથી તે ભરવા ગઇ હતી એટલે નહી સંભળાયું. બાકી તો આઠે પહોર તમારી પાસેજ બેસી રહું છું. " રાધાએ નમ્રતાથી કહ્યું.

" હા. આઠે પહોર રહેનારી ખરીને ? "

ગંગારામ બહાર ઉભો રહી આ સઘળું સાંભળતો હતો.

"ત્હમને ન લાગતું હોય તો ભલે હું તો જેવું ત્હમારૂં કહીશ ત્હેવું ઇશ્વર મ્હારૂં કરે.' રાધા બોલી.

"ભલે બોલ. બોલવું હોય તે બોલ હું જવાબ નહીં દઉં."

ગુસ્સાને ગુસ્સામાં ગંગારામે અંદર આવી રાધાને એક લાત મારી. કોમળ લતા ભૂતલપર પડી ગઈ.

"ના. ભાઇ, ના મારતો ઘેર જઇ કહેશે તો એનો બાપ કેવો છે ?" માતાએ પુત્રને શીખામણ આપી.

ક્રૂર આથી વધારે ગુસ્સે થયો અને બે ત્રણ બીજી લગાડી. રાધા રોવા લાગી ને ગંગારામ અંદર ચાલ્યો ગયો. આખરે ઉમાએ આવી રાધાને ઉઠાડી.

અધમતાને પણ હદ હોય છે. ક્રૂરતામાં પણ દયાનો અંશ હોય છે. વૈરમાં પણ સ્નેહ બીજરૂપે હોય છે. અતિ અધમતા ક્રૂરતા કે વૈર ! માબાપનું સાંભળી ગરીબ ભાર્યાને દુઃખદેનાર કે દુષ્ટ ભાર્યાનું સાંભળી માબાપને રંજાડનાર પાપી, અધમ છે. ગંગારામ પણ આવોજ અધમ પુરૂષ છે ? બાળપણમાં આપણા ધનવાનો લ્હાડ લ્હડાવવામાં અને બાળકોને ઉછેરવામાં નીતિના નિયમો સંબંધી જે બેદરકારી બતાવે છે ત્હેના ફળ ત્હેમને ભવિષ્યમાં ભોગવવા પડે છે. બાળપણ નોકરોના હાથમાં કે અજ્ઞાન માતા પાસે ગુજરેલું હોવાથી શુદ્ધ સંસ્કારોનો તેમાં અંશ પણ ન હતો. કીશોર વયમાં પિતાએ 'એકના એક પુત્રને થેલીના મ્હોં ખુલ્લાં કરી આપ્યા પછી પુછવુંજ શું હોય ? ધન પાસે સ્વાર્થી મિત્રો આવે છે તેમ ગંગારામ પાસે પણ આવ્યા. અને ત્હેની પાયમાલી કરવામાં બાકી ન રાખી. અધૂરામાં પૂરૂં પિતા સ્વર્ગવાસી થયો, એટલે હાથ વધારે છૂટ થયા. આથી ગંગારામમાં

આપણા દેશના ઘણા ખરા દુર્ગુણો—જુગાર વેશ્યાગમન નૃત્ય પ્રીતિ મદિરા પાન વિગેરે દાખલ થયા. માતા જાણતી છતાં કહેતી નહીં. કહેતી તો રોકડો જવાબ પામતી. પત્ની તો ત્હેના હિસાબમાં પણ ન હતી. ઉમા કોઇ વખતે સમજાવતી તો જુવાની અને પૈસાના મદથી છકેલો ગંગારામ ગણકારતો નહીં. આવો અધમ જે ઘરનો આગેવાન હોય તે ઘરની સ્થિતિ કેવી પાયમાલ થાય એ કહેવાની જરૂર નથી.

રસ્વધા અંદરના ખણ્ડમાં સુઇ ગઇ. ઉમા માતા પાસે બેઠી. આ વખતે સ્ત્રીઓનું એક ટોળું અંદર દાખલ થયું. આમાંથી કેટલીક સ્ત્રીઓ તો માત્ર જવાની રૂઢિ છે એમ ધારી આવી હતી. કોઇ કંઇ સગપણને લીધે, કોઇ જરા પગપસાર કરવા આવી હતી. અરસપરસ નિયમ પ્રમાણે બોલાવી તેઓ ખાટલા પાસે પાથરેલી જાજમપર બેઠી. ઉમાએ તપખીરની ડાબલી ધરી સૌએ જરા જરા લીધી.

"બાઇનું શરીર બહુ લેવાઇ ગયું છે હેં મહિના પહેલાં જોયાં ત્યારે કેવાં થયાં હતાં ?" આશ્વાસન આપવા આવનારી સ્ત્રીયો પૈકિ એક વૃદ્ધ સ્ત્રી બોલી.

"લેવાઇ ન જાય. માંદગી થોડી ભોગવી છે ?" બીજીએ ટેકો આપ્યો. આને તે આશ્વાસન કહેવાય કે શું ? આથી દર્દીને લાભ થાય કે હાનિ. આશ્વાસન આપવા આપવાની રૂઢિ ઘણીજ સારી સ્તુતિપાત્ર અને આપણા વડીલોનું બુદ્ધિબળ બતાવનારી છે. આથી દર્દીનું મન ધૈર્ય—ભય રહિત રહે છે. ત્હેને ભુંડના વિચારો ન આવતાં શાંત સુખકર વિચારો આવે છે. પણ સમજ્યા તો આશ્વાસનને સ્થાને દર્દીને ભય ઉપજાવે એવુંજ બોલાય છે.

આશ્વાસનની વાત આટલેથી અટકતાં સ્ત્રીઓની દ્રષ્ટિ બીજી તરફ દોરાઇ. "ઉમા બ્હેન ! રાધા વહુ નથી દેખાતાં" ! એક આવનાર સ્ત્રીએ પૂછ્યું.

એતો હમેશ શું કરે છે તે આજે કરે. અંદર સૂતી છે. ઉમાએ ઉત્તર આપ્યો.

"ધનવાનની દીકરીઓ એવીજ હોય. જ્યારે આ વખતે કામ ન આવી ત્યારે બીજે કયે વખતે આવશે ? ?"

કળજુગ કારમો આવ્યો છે બાઇ કહે છે ને ભજનમાં,

[1] 'કળજુગ આવ્યો કારમો વહુ સાસુને મારે
સસરો રામ સંભારે છોડી એને રખે મને મારે"

"જુઓને યશોદાનો ભાઇ લગ્ન ન કરવા માટે, નાશી ગયો. આ કળજુગ કે બીજું કંઇ ? બાઈ રે શું જોયું ને શું જોવાનું છે હવે કેટલાક લોકો કહે છે કે સ્ત્રીઓએ પણ ભણવું. સ્ત્રીઓ ભણે તે સારૂં કે ? આ રાધા પણ ભણી છે ત્યારેજ આવું કરે છે. આપણે નથી ભણ્યા તે નથી ચાલતું ?" આ વિગેરે વિવિધ વાતો કરી આ સ્ત્રીમંડળ આખરે ચાલતું થયું.

× × × × × × × × × × × × × × ×

કેસરબાઈ (રાધાની સાસુ) ની તબીયત બગડતી ચાલી. ઘણા ઓષધો કર્યા પણ ફાયદો ન થયો. આખરે ત્હેનો અંતકાલ પાસે આવ્યો. હાથ પગ ઠંડા થઇ ગયા. એક જણ નાડી ઝાલી બેઠો બીજા બે ત્રણ જણ પાસે બેઠા. યોગ્ય ધર્મદાન કરવામાં આવ્યું. કોઇએ ગંગારામને

---

1 કોઇ ગીતમાં ગવાય છે.

આ વખતે માતાને પગે લાગવાની સલાહ આપી. ત્હેણે તરતજ તેમ કર્યું. માતાએ આંખમાં આંસુ લાવી ત્હેની પીઠપર હાથ મૂક્યો. કંઇ બોલવાની પ્રબળ ઇચ્છા હોય એમ ત્હેના મુખ હલાવવાની ચેષ્ટા પરથી જણાયું પણ વાચા બંધ થઇ ગઇ હતી. તે પછી રાધાયે પણ સાસુને નમન કર્યું ત્હેને પણ આશીષ આપી.

હવે વખત થોડોજ હતો. તરતજ નિચે ઉતારવાની તૈયારી થઇ. છાણથી લિંપણ કર્યું. બે જણ તરતજ શબવત્ શરીરને નિચે લેઇ ગયા. નીચે પહોંચ્યા તે પહેલાં તો કેસરબાઇનો જીવ આ અસાર સંસારનો ત્યાગ કરી ગયો. શરીરને સુવાડી બે ત્રણ રૂઢિ જાણનારાઓએ ગંગારામને શબના કાન પાસે પોક મૂકવાની આજ્ઞા કરી. એક તો દુઃખ તેમાં આ આજ્ઞા થતાં ગંગારામ ગભરાઇ ગયો. તે જાણતોજ ન હતો કે પોક કેમ મૂકવી. જો મૂકે તો પણ હસે અને બરાબર ન મૂકે તો પણ હસે. દુઃખે પાપે પોક મૂકવી પડી.

રાધા એક નમ્ર હૃદયની હિન્દુ બાળા હતી આ વખતે તે સાસુના–સાસુએ દીધેલાં સૌ દુઃખ ભૂલી ગઇ. કોઇક વખતે કરેલા ઉપકારોજ સંભારી તે સુંદર ઉચ્ચારી રડવા લાગી. કેટલીક પાસે બેઠેલી સ્ત્રીઓએ સલાહ આપી “ આમ ન રડાય વિચારીને રડજે નહીં તો ગામમાં હાંસી થશે. ” પરણે તો આઠ વર્ષ થઇ ગયાં હતાં પણ આવે પ્રસંગે આ પહેલોજ હતો. સસરાના મૃત્યુ વખતે તે બહુ ન્હાની હતી.

સ્ત્રી પુરૂષો ધીમે ધીમે આવવા લાગ્યા. કેટલાક સંબંધીઓ દૂરથીજ હો હો કરતા આવતા હતા, અને ગંગારામને ત્હેનો ઉત્તર આપવો પડતો. આ રૂઢિ કેટલી બધી હાસ્યપાત્ર છે એમ સૌ સમજે છે છતાં સૌ ત્હેને તાબે થાય છે. જેની આંગળી કપાય ત્હેનેજ લોહી

નીકળે જેને દુઃખ ત્હેનેજ હોય બાકી બીજાને તો રૂઢિ કે ધર્મ પણ રડાવી શકે નહીં. તો રૂઢિને માટે અંતઃકરણમાં લેશ પણ દુઃખ ન હોય છતાં ઉપરથી પોક મૂકવી એ કેટલું અણઘટતું ?

ગંગારામ પોતે તો ધનવાન ન હતો પણ ત્હેનું નામ જ્ઞાતિના ધનવાનોમાં ગણાતું એટલે માણસો પુષ્કળ આવ્યા હતા. આવનાર પૈકિ કેટલાકતો પોતે મ્હોટા કામવાળા હોય અને આ કામ તો નવરાનું છે એમ ધારી શક્તિવાન છતાં થોડેથીજ વળાવી ચાલ્યા જાય છે. કેટલાક ધનવાનો તો માત્ર જોવાનેજ આવે છે. તેઓ કંઇ કામતો કરતા નથી પણ કંઇ કંઇ વાતો કરી કામ કરનારાઓને પણ ખોટી કરે છે. અહિં એવા સર્વ પ્રકારના લોકો હતા પણ યુવાનીયા ઘણાં હોવાથી કોઇ પ્રકારની અડચણ ન આવી. નામ પ્રમાણે જ્ઞાતિભોજન ન કરે તો જ્ઞાતિમાં ઓછું બોલાય આથી જ્ઞાતિભોજન કરવાનું જાહેર કર્યું. પછી ભજન કરતા ગુલાલ ઉરાડતા શબને સ્મશાનભૂમિમાં લઇ ગયા.

દરેક વૃદ્ધ કે યુવાનના મૃત્યુ પછી તેર દિવસ સ્ત્રીઓ રડવા આવે છે. રાતે બેસવા આવે છે. તેમ અહિં પણ ટોળેટોળાં આવતાં હતાં. કેટલીક સ્ત્રીઓ તો રાધાનું રોવું સાંભળવા આવતી હતી. કેટલીક જવાનો નિયમ છે એમ ધારી આવતી; કેટલીક કંઈ શહેર , સમાચાર જાણવા કે કહેવા આવતી.

આવનાર સ્ત્રીઓ જરા જરા રડી બેસી રહે છે, પણ મુખ્ય રડનારીને લાંબો વખત રડવું પડે છે. અને ઘણી સ્ત્રીઓ પાલવ ખેંચી શાંત થવાનું કહે ત્યાં સુધી ન રડે તો ગામમાં નિંદા થાય. રાધાને આવી આવી અનેક રૂઢિઓના ભોગ થવું પડતું.

તેરમે દિવસે જ્ઞાતિભોજન થયું. બાલ વૃદ્ધ યુવાન સ્ત્રીઓ બા-

ક્ષિકાઓ સૌ આનંદભેર વિવિધ પોષાકો સજી મહાજન વાડીમાં જવા લાગ્યા.

આ દેખાવ ખરેખર રમણીય છે. જ્ઞાતિના શ્રીમંતથી તે રંક સુધી સૌ જમવા એકઠા થાય આથી ત્હેમનામાં સંપ શાંતિની વૃદ્ધી થાય છે. પણ સારા સાથે ખરાબ લાભ સાથે હાની જેમ હમેશ રહે છે તેમ ધનવાનોને જોઇ કેટલા મ્હોટા થવા ઇચ્છનારા—ઘર બાળી તીર્થ કરનારા નિર્ધનો પણ સપડાઈ જાય છે, તેમજ આવા કામોમાં હજારો રૂપીયા કે તેથી પણ વધારે ઉડાવે ને વિદ્યા જે જ્ઞાતિનું ખરૂં શ્રેયકર સાધન છે; જેનું દાન અન્નદાનથી અનેક રીતે ચ્હડીયાતું છે. ત્હેના તરફ દ્રષ્ટિ પણ ન કરે એ ખરેખર ખોટુંજ છે. એથી જ્ઞાતિની એક સ્તુતિપાત્ર સેવાનો અનાદર થાય છે. જમવા જનારા માંનો એક બોલ્યો.

" બાઇ ઘણાખરા તો નામને માટેજ કરે છે ! "

" જો એ એમની ધારણા હોય તો તે ભુલ રૂપ છે. જમવા જનારામાંના અર્ધા પણ ત્હેનું નામ જાણવાની કોશીષ નથી કરતા. તેમ જાણનારા પણ બીજેજ દિવસે ભુલી જાય છે ? વળી કોઇ વખતે તો ધર્મ કરતાં ધાડ પડે છે હજારો રૂપીયા ખર્ચે પણ રસોઈ જરા ખરાબ થાય કે ખુટે તો લોકો ત્હેનું બહુજ ભુંડું બોલે છે. આના કરતાં અન્ન કોઇ જ્ઞાતિ ઉપયોગી કામમાં પૈસો આપે તો ત્હેનું નામ ચિરંજીવી રહે છે ! "

## પ્રકરણ ૧૩ મું.

# ચારુ શીલાનું સગપણ.

સન્ધિ થયો નથીં, છે નહીં, નક્કી નહિ થાશેજ તે,
અમ ચિત્તનો તો શીખવો, પ્રિયતાત, કયમ મુજ કાન્ત એ?
રસ ઐકય પણ મન ઐકય નહીં......................
મન ઐકય વણ નહીં મિત્રતા......................
સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે.

સ્નેહમુદ્રા.

" આવો આવો મહારાજ આજ ત્હમે ? "

" જી, હા. આજે કંઇ કામ અર્થે આવ્યો. "

" બસે. બસે. અરે મહારાજને ખુરશી નાંખી દે. " શેઠે નોકરને આજ્ઞા કરી નોકર ખુરશી લાવ્યો, મહારાજ તે પર બેઠા.

સવારના દશ વાગ્યા હતા. આ ઓરડામાં કેટલાક ગાદી તકીયા પડેલા હતા. બે ત્રણ ખુરશીઓ અને એક તીજોરી હતી. દિવાલોપર રવિવર્માના હિન્દુ દેવતાઓના ચિત્રો ટાંગેલા હતાં. મહારાજ આ ચિત્રો તરફ જોઇ રહ્યા.

"બોલો મહારાજ ! કંઇ હુકમ હોય તો ! ' શેઠે નમ્રતાથી કહ્યું. "

" હા, કામતો છે. ચારૂ બ્હેનનું સગપણ છે, જો કરો તો. " પાઠક આ શેઠને ઓળખી ગયા હશે. તે ચારૂશીલાનો પિતા નરસિંહ બાઇ હતો.

" મ્હને તો અહીં કોઇ ઘર સારૂ લાગતું નથી."

"ના એતો મુંબાઇમાં છે. મેઘજી શેઠ કરીને અમારા યજમાન છે. વ્યાપારીઓમાં તે મ્હોટા ગણાય છે; પૈસાપાત્ર તેમજ સુશીલ છે, મુંબાઇમાં તો ત્હેમને ઘણાજણ આપવા તૈયાર છે." બ્રાહ્મણે યજમાનના ગુણ ગાવા માંડયા. "ત્હેમના બીજીવારના પત્ની હમણાજ ગુજરી ગયા છે. ઘરમાં ન્હાનું મોટું કોઈ નથી."

"મ્હને પણ કાગળ તો છે, નારાયણજીભાઇ લખે છે. અહીંતો કોઇ ઘર છે નહી. રાધા પણ જુઓને કેવા દુઃખી છે. દૂર બળે ને દૂર હોલાય. મુંબાઇમાં હોય તો જોઇને આપણું પેટ તો ન બળે. પણ મહારાજ, એ ત્હમારા યજમાનની ઉમર કેટલી છે ત્હેમને કંઈ સંતતિ છે?"

"ઉમરતો ચાળીશેકની છે. આગલા ઘરમાંથી બે પુત્રીઓ અને એક પુત્ર છે."

"હું ચતુર્ભુજને પૂછું?"

"એને તે વળી શું પૂછવું હતું.! એ કંઈ બ્હેનના સુખમાં વિઘ્ન નાંખશે? એતો કહેતો હતો ઉદય મારે પણ ત્હેના હાલ જોયા. નાશી ગયા.! બ્હેન બનેવીની લાજ ગઇ. ગામમાં તો સાંભળો! લોકો શું કહે છે. આંવો કોઇ દિવસ પોતાની વહુને છોડી નાશી જાય એમાં શું નવાઈ? સગપણના કામમાં જુવાનીયાઓની તો સલાહજ ન લેવી. જમેતેમ તોય અનુભવવિનાના ખરા ને?"

"ત્હમારૂં કહેવું ખરૂં છે. તોપણ પૂછવું તો જોઇએ. ઘરનો કારભાર તો બધો એના પર ને?"

"એતો ઇંગ્રેજી ભણ્યા એટલે કહેસે આપણે પણ સાહેબ લોકની પેઠે કરીયે પણ કયાં આપણે હિન્દુ અને કયાં એ?"

શેઠ મહારાજના મુખતરફ આશા ભરી દ્રષ્ટિએ જોઈ રહ્યા.

"ધનવાન જમાઈ હશે તો ત્હમને પણ લાભ. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તે વખતે મ્હોડું ધોવા ના જાઓ."

ઘણા ભોળા માબાપો જેમ એક પળ પણ વિચાર કર્યા વિના, વગથી કે દબાણથી કે લાલચથી પોતાના બાળકોને જીવનના મહાન પથમાં ધકેલી દે છે તેમ નરસિંહભાઇએ કર્યું. માત્ર ઉપર ઉપરનું જોઇ અંદરનો ઘોર અંધકાર જોયા વિના કન્યાદાનનું વચન આપ્યું. મહારાજ જરાવાર બેસી શેઠને આશીષ આપી ચાલતો થયો. ઘરમાં વીજળીના વેગે આ વાત ફેલાઈ. ફળીયામાં ગામમાં સૌ કોઈ વરની ઉમર વિષે પૂછવા લાગ્યું.

જેવી રીતે સઘળા સુજ્ઞ હિન્દુ બાળકોને સગપણના આનંદ સાથે સ્હામાના રૂપ, અને તે જોયું હોય તો ગુણ માટે જેમ કંઇક શંકા કે આશા ઉદ્દભવે છે તે કરતાં જુદિજ દુઃખરૂપ નિરાશા ચારૂના મનમાં પ્રસરી. કોઇક મનોહર—ત્હેને અતિરમ્ય લાગતી મૂર્તિ ત્હેની પાસે આવી ત્હેના કાનમાં કહેવા લાગી. "પ્રિય ચારૂ, શું તું નથી જાણતી કે મ્હેં ત્હારા માટેજ ઘરનો સંબંધીઓનો ત્યાગ કર્યો છે ? સુકુમાર આંખમાંથી અશ્રુઓ ઝરવા લાગ્યા. આશા એ નિષ્ટૂર આશા ! ત્હેં મ્હને દગો દીધો. જા ! દૂર મ્હારા હૃદયમાં હવે ન રહે મ્હારા બળતા હૃદયને બળવા ન દે, મરવા દે, ખાખ થવા દે."

છેલ્લા શબ્દો કંઇ સ્પષ્ટ બોલાયા. મર્યાદાથી દૂર ગયા. પાસેના ખણ્ડમાં એજ વિચારમાં બેઠેલી પાર્વતીને સંભળાયા. ત્હેણે ચારૂશીલાને પોતાની પાસે બોલાવી. ચારૂ લજ્જા શોક ભયથી ધ્રુજી, દેહ ભાન ભૂલી ગઇ. પૂતળીની પેઠે સ્તબ્ધ બેસી રહી. કોઇ દિવસે જોયું બાબીના

શબ્દોનો અનાદર કર્યો ન હતો, ત્હેણે આજે ત્હેના શબ્દોને ન ગણ-કાર્યા. એટલે પાર્વતી ત્હેની પાસે આવી. ત્હેને છાતી સાવ ચાંપી બોલી, "ચારૂ, તું ભણેલી છે, સમજુ છે, તેથી આવે વખતે જરૂર કંઇ દુઃખ થાય. પણ ધીરજ ધર પ્રભુ સઉ સારૂં કરશે."

"ભાભી, પાર્વતી ભાભી! હું બોલતાં શરૂમાઉં છું છતાં ઉભરા પોતેજ નીકળે છે. ત્હમે મ્હારા માતા છો, માતાથી પણ અધિક છો......" વધારે બોલવા જતી હતી પણ ન બોલાયું ને હૃદય ખોલી ખુબ રડવા લાગી.

પાર્વતીની આંખમાં પણ આંસુ આવી ગયાં. સસરાજીના અવિ-ચારનું આ ફળ.

નરસિંહભાઇ બહાર ઉભો રહી આ સઘળી વાત સાંભળતો હતો છેલ્લું વાકય સાંભળી તે ઘણોજ ગુસ્સે થયો. અને ખણ્ડમાં દાખલ થઇ બોલ્યો, પાર્વતી, વહુ ત્હમે આ વાતોમાં ન સમજો. જાઓ ત્હ-મારા રસિકને રમાડો. ચારૂ! નાદાન છોકરી તું શું ધારીને આ ઘોંઘાટ કરે છે! શું મ્હેં તમારૂં ભૂડું કર્યું છે. લાખોની ધણીયાણી થઇશ.

"લાખોને આગ લગાડું?" ચારૂ રડતાં રડતાં બોલી.

"આ બાપનું માન રાખે છે કે? આજ ભણતરના ફળ કે?"

કજીયે ભયંકર રૂપ પકડ્યું. પાસેના કેટલાક લોકો દ્વાર પાસે આવી ઉભા. કોઇ છોકરો ચતુર્ભુજને વખારેથી તેડી આવ્યો. ચતુર્ભુજને સમા-ચાર તો પહોંચી ગયા હતા. પિતાએ વગર તપાસે, પોતાને પુછ્યા વિના કામ કર્યું તેથી તે ઘણોજ દિલગિર થયો હતો પણ એથી જો બ્હેનનું સુખ સંધાતુ હોય તો સંતોષ પામવાનું ત્હેને પૂરેપૂરૂં કારણ હતું અને ત્હેને માટેજ તે હમણા પોતાના એક મિત્રને આ સંબંધી

તપાસ કરવા પત્ર લખતો હતો.

પિતાને ગુસ્સામાં જોઇ તે શાંત થઈ ગયો. અને ધૈર્યથી પિતાને કહ્યું "પિતાજી, આપણે એક પૈસાનો ઘડો લેવા જઈએ, એક પઇની વસ્તુ લેવા જઈએ ત્યાં પણ ખુબ તપાસી તપાસી લઇએ અને સગપણ જેનાપર જીવન સમસ્તનો આધાર છે તે વગર વિચારે કરી દઇએ એ શું ભૂલ નથી ? જ્યાં સુધી ત્હમે સ્વાર્થ ન રાખો ત્યાં સુધી અમારૂં અહિત તો નજ કરો. પણ કોઈ વખતે તમારા વિચારથી—ટુંકા વિચારથી કદાચ અમારૂં અહિત થાય. આપણામાં લગ્ન વખતે તિલક ભણતાં બ્રાહ્મણ કહે છે કે,

पूर्वमायुःपरीक्षेत पश्चाल्लक्षणमेवच
आयुर्हीननरस्त्रीणां लक्षणैःकिमप्रयोजनम् ॥
आदौ तात वरंपश्येत् पश्चातपश्येत्धनंकुलम्
यदिनास्ति वरो विद्वान् किंकर्तव्यंधनैःकुलैः ॥

" સૌ પહેલાં વરનું આયુષ્ય જોવું પછી લક્ષણ જોવાં. વ્યતીત થયેલા આયુષ્યવાળો વર કદી લક્ષણ યુક્ત હોય તોપણ શા કામનો ? માટે પિતાની પ્રથમ ફરજ ચિરંજીવી વર જોવાની છે. પછી ધન અને ત્યાર બાદ કુળ જોવાની; પણ જો તે વર વિદ્વાન ન હોય તો પછી ધન અને કુળને શું કરવું છે ? "

" આયુષ્યમાં આપણે પ્રથમ ભૂલ કરી છે. જેનું યૌવન અને પ્રેમ–સમય વ્યતીત થયાં છે તે પૂરણવાને યોગ્યજ નથી. વળી એજ તિલકમાં કહે છે. "—

अंधाय हीनवित्ताय बधिराय शठायच
व्यसनासक्तचित्ताय न देया कन्यका बुधैः
नातिदूरे समीपस्थे ना ताढये नातिदुर्बले
वृत्तिहीनेच मूर्खेच षट्सु कन्या न दीयताम् ॥

ડાહ્યા માણસોએ અંધને કંગાળને બહેરાને બુદ્ધિહીનને, વ્યસનીને અતિ દૂર કે અતિ સમિપનાને, અતિ ધનાઢ્ય કે દુર્બળને, આજીવિકા ના સાધન વિનાનાને અને મૂર્ખને એવી રીતે ૭ પ્રકારના વરને કન્યા ન આપવી જોઇએ."

"આ તપાસવામાં કેટલા સંસર્ગની જરૂર છે? ત્હેને માટે કેટલા અનુભવ અને તપાસની જરૂર છે? વળી આગળ કહે છે."—

वृद्धोदुर्व्यसनी दयाविरहितो रोगी महापापवान्
षंढे दुष्टकुलोद्भवश्चापिशुनो द्युतेतिबद्धस्पृहः
दारिद्रः कृपणोऽतिचंचलमतीर्नित्यप्रवासीऋणी
भिक्षःस्नेह विवर्जीतः सुमतिभिः कार्योवरोनेदृशः

"બુદ્ધિમાન માણસે વૃદ્ધ દુર્વ્યસની દયાહીન રોગી, મહાપાપી, નપુંસક દુષ્ટ કુલોત્પન્ન ચુગલીખોર, જુગારી, દરિદ્ર કૃપણ ક્ષણિક ચિત્તવાળો હમેશાં પ્રવાસમાંજ રહેવાવાળો કરજદાર ભિક્ષુક, બીજાને યાચનાર અને પ્રીતિ શૂન્ય એવાને વર તરીકે પસંદ ન કરવો."

"આ શ્લોકો–શાસ્ત્ર વાક્યો જોતાં એકતો બાળ લગ્ન કે બાળ-પણમાં સગપણ શાસ્ત્ર વિરૂદ્ધ સિદ્ધ થાય છે. આમાં જે જે દુર્ગુણો-

વાગ્દત્ત વરનો ત્યાગ કરવા કહે છે તે જો પુખ્ત ઉમરે પ્હોંચેલો ન હોય તો ગુણો અવગુણો જણાયજ ક્યાંથી? અર્થાત વર વીશથી પચીસ અને કન્યા બારથી ચૌદ વર્ષના થાય ત્યારેજ ત્હેમના લગ્ન થવાં જોઇએ? તે પ્હેલાં સગપણ કરવાની કંઇ જરૂર નથી પિતાજી, હું હવે એટલુંજ કહેવા માગું છું કે આપણા ઉતાવળા પગલામાં શું આપણે ભૂલ નથી કરી?"

"હું એ સમજું છું પણ એ શ્લોકો અને રીતિઓ સૌ સતયુગમાં ગયાં"

"કળયુગના લગ્નમાંજ ત્યારે શાને બોલાય? પણ નહીં એ કળયુગને માટેજ છે. પિતા નિરૂત્તર થયો. અને ચતુર્ભુજે આગળ ચલાવ્યું. ચારૂનું સગપણ કરવામાં આપણે પૈસો જોયો છે લીધો નથી પણ એ કન્યા વિક્રય છે. પિતાજી, સોના ચાંદી કે મોતીના ઘરેણા, ગાડીઓની સ્વારી કે નોકરોની સેવા જે સુખ નથી આપતા તે એક પ્રેમી હૃદયના બે શબ્દોજ આપે છે. એક ગરીબ કુટુંબમાં પતિ પત્ની પ્રેમથી રહેતા હોય તો તેઓ ક્રોડો પતિથી પણ વધારે સુખી છે.

## પ્રકરણ ૧૪ મું.

# मुक्ती मंत्र.

विगतमानमदामुदिताशयाः
शरदुपोढघनाक समात्विषः ।

**प्रकृतसंव्यवहार विहारिणम्**
**इह सुखं विहरन्ति महाधियः ॥**

**योगवासिष्ठ**

**તરૂવર સરવર સંતજન બાદલ વર્ષે મેહ;**
**પરમારથ કે કારણે વો ચાર ધરત હુય દેહ.**

શ્લોકાર્થ. જેના માન અને મદ જતા રહ્યાં છે જેના આશયનું લોક મોદન કરે છે, શરદના પૂર્ણ ચંદ્રના જેવી જેની મનઃકાન્તિ છે, અને–પ્રકૃતિથી પ્રવાહ પતિત થઇ આવેલા શુભ વ્યવહારમાં જેઓ વિહાર કરે છે, એવા મહાબુદ્ધિવાળાઓ તો આ લોકમાં સુખે વિહારે છે. **( યોગવાસિષ્ઠ. )**

સૂર્ય નારાયણુ ભગવાન અસ્ત થઇ ગયા હતા, તથાપિ પશ્ચિમ ક્ષિતિજમાં સુનેરી પ્રભા ઝગઝાટ કરી રહી હતી, વૃક્ષોમાં પક્ષીઓ વિવિધ પ્રકારનો શબ્દ કરતા–ગાન કલરવ કરતા, ઉડ ઉડ કરી રહ્યાં હતાં. વસંતરુતુ હોવાથી વૃક્ષો લીલાછમ દેખાતા હતા. પવનની મીઠી લહરીથી ચાલતા વૃક્ષ પલ્લવોનો શબ્દ પક્ષીઓના ગાન સાથેજ મળી ગયો હતો.

આવા રમ્ય વખતે ભારત દેવીના મંદિર પાસે એક પાલખી અને એક અશ્વ આવી પ્હોંચ્યા. પાલખીમાં સરલાદેવી અને અશ્વપર ઉદયચંદ્ર હતો. મંદિર પ્રાચીન જૈન કે હિન્દુ મંદિરો જેવું ઉંચું કે કોતરકામવાળું નહતું પણ સાધારણ કદનું અને સુંદર દેખાવનું હતું. ઘુમટપર ધ્વજા ફડફડાટ કરી રહી હતી. ત્હેની આસપાસ આંબા, જાત આશોપાલવ વિગેરેના એટલા બધાં વૃક્ષો હતાં કે દૂરથી આંખુ

ઘુમટનો ઉપરનો ભાગ અને ધ્વજાજ દેખાતા. દ્વારમાં પ્રવેશ કરતાં એક સ્વચ્છ માર્ગ દ્રષ્ટિગોચર થતો હતો, ત્હેની બન્ને બાજુએ વિવિધ પ્રકારના વૃક્ષોનાં કુંડાં ગોઠવેલાં હતાં, ત્હેની પાછળ ન્હાનું લીલું ઘાસ, ત્હેમાં વૃક્ષોની સુંદર હારો આવી રહી હતી. વૃક્ષોની વચમાં કોઈ કોઈ સ્થાને આસપાલવના રસ્તા અને બેઠકો જોવામાં આવતી હતી. કુદરત સાથે મનુષ્ય પ્રયત્નનું દર્શન કરતા આ બન્ને જણ મંદિરના દ્વાર પાસે પ્હોંચ્યા. મંદિરના દ્વારની સ્હામે ગુલાબ મોગરો ચંપેલી આદિ પુષ્પોની લતાઓ બાલુડાં પુષ્પોને રમાડતી પવનને સુગંધી કરતી મંદસમીર સાથે કેલી કરતી ઝૂલી રહી હતી,

સરલાદેવી અને ઉદયને જોતાંજ એક સાધુ દ્વાર પાસે આવ્યો. આ સાધુની મુખાકૃતિ ભવ્ય અને આકર્ષક હતી. સરલાદેવીએ ત્હેને ભાવ પૂર્વક નમન કર્યું. ઉદયચંદ્ર ત્હેના પ્રતાપી મુખ તરફ જોઈ રહ્યો અને ત્હેની દિવ્ય પ્રતિભાજ ત્હેને નમન કરાવતી હોય તેમ અંતરમાંજ નમન કરી રહ્યો.

"દેવી, તરતજ આવ્યા."

"મહારાજ, આ સાધુ સાથે સમાગમ થતાં ત્હેને દુઃખી ધારી દેવી ભગવતી અને ગુરૂદેવના ચર્ણ પાસે લાવી."

"જય દેવીનો ! એ કલ્યાણકારિણી કલ્યાણજ કરશે. પણ દેવીએ મને પ્રવેશક–પ્રશ્નો પૂછ્યા છે ?"

"ના મહારાજ."

ઠીક છે. એમને આસન આપો. આટલું કહી સાધુ અંદર વળ્યા અને આ બન્ને તેમની પાછળ દાખલ થયા. દાખલ થતાં એક ન્હાનો ઓરડો હતો તેમાં કેટલાંક પુસ્તકો પડેલાં હતાં. આમાંથી એક વિભાગ

ખણ્ડમાં દાખલ થવાનો દરવાજો હતો. સ્હામે એક પડદો પડેલો હતો. અહીં ઉદયચંદ્ર અને સરલાદેવી બેઠાં. સાધુ ત્હેમની સ્હામે બેઠા, અને ઉદયચંદ્ર તરફ જોઇ કહેવા લાગ્યા. "અનેક દુઃખી જનોના દુઃખ હાળનારી શાંતિદાતા ભગવતિ ભારતીના મંદિરમાં આવ્યા તો ત્હમારા દુઃખનો અંત આવ્યો સ્હમજજો. ત્હમારી આકૃતિપરથી ત્હમે સજ્જન જણાઓ છો. પણ આ સમાજનું મહા રહસ્ય સમજાવવા પહેલાં ત્હમને પૂછુછું કે,[1] ત્હમારા ભ્રાતાઓ માટે ત્હમને ખરેખરી લાગણી થાય છે? ત્હમારા દેશમાં આટલું બધું દુઃખ છે આટલું અજ્ઞાન છે એ જોઇ ત્હમારૂં હૃદય ખરેખરૂં ક્ષુભિત થાય છે? આ વિચાર ત્હમારા સમગ્ર દેહમાં પ્રસરી રહે છે? ત્હમારા રૂધિર સાથે તે વહન કરે છે? ત્હમારી રગેરગમાં તે ઉછળી રહે છે. ત્હમારા જ્ઞાન તંતુઓ અને શિરાઓમાં તે ધમધમી રહે છે? આવા ભાવની દાઝની ભાવનાથી ત્હમે ઉભરાઇ જાઓ છો? જો આમ હોય તો ત્હમે ખરેખરા પ્રતાપી છો,[2] અને આ મંડલમાં દાખલ થવા યોગ્ય છો.

આ પ્રશ્નોથી ઉદય તો સ્તબ્ધ થઇ ગયો. શો ઉત્તર આપવો ત્હેના વિચારમાં પડ્યો. મહાત્મા તો ત્હેના મુખ તરફ જોઇ રહ્યા.

"જો કે આપના સર્વ પ્રશ્નોનો ઉત્તર હું "હા" માં ન આપી શકું પણ જ્યારે જ્યારે મ્હને મ્હારા દેશની અધમ દશાનો વિચાર આવે છે ત્યારે મ્હારૂં હૃદય દ્રવે છે."

"જો ત્હમારી જનની જન્મભૂમિ માટે ત્હમને આટલી લાગણી હોય તો જુઓ." મહાત્માએ સ્હામી આંગળી કરીને પડદો ઉપડયો. બે બાજુ બે ચિત્રો દેખાયાં. એકમાં ભારત દેવીના મુખપર આનંદની

---

૧-૨ સ્વામી વિવેકાનંદ.

તેજની છાયા જણાતી હતી. શરીર પ્રફુલ્લિત જણાતું હતું શરીરમાં ખેડુતો ખેતી કરતા વ્યાપારીઓ વ્યાપારદ્વારા દૂરથી ધન લાવતા, ક્ષત્રીઓ અસ્ત્રશસ્ત્ર સજતા અને બ્રાહ્મણો વેદોચ્ચાર કરતા માલુમ પડતા હતા. આ ચિત્રની નીચે શ્લોક હતો.

[1]ઉદાર શૂર ક્ષત્રી વીરથી સુરક્ષીતે !
હીરણ્ય ગર્ભ કામધેનુ માતુ રક્ષિતે !
અનંત કોટી દ્રવ્યવાથી સુપૂરીતે !
શારદા કલાદિ દેવીથી સુપૂજીતે !
પ્રણમુ પ્રણમુ મન ભરતી સુખ કરતી
દુઃખ હરતી માતુ કયાં ગઇ.

ઉદય શ્લોક વાંચી રહ્યો કે ઉપર સુનેરી અક્ષરો ઝળકી રહ્યા. વૃદ્ધ ભરતખણ્ડની ભૂમિ ! પુરૂષતાનું પાલણું ત્હને વન્દન છે. નિર્દય ઉપદ્રવોના શતકો પણ જેને વિસ્મરણની ધૂલી નીચે દાટી શકયા નથી એવી પૂજ્યા અને સમર્થા પાલક પોષક માતા પ્રણામ ! શ્રદ્ધાની વા સત્યતાની શાસ્ત્રની વા કવિતાની પિતૃભૂમિ ! પ્રણામ ! [2] જરામાં આ ચિત્ર અદ્રશ્ય થતાં ઉદયની ચકિત દ્રષ્ટિ બીજા ચિત્ર તરફ વળી. આમાં ભારત દેવીની દુર્દશાનું સંપૂર્ણ દર્શન થતું હતું. શરીર કૃશ ચિંથરા વસ્ત્રો સહિત સ્હામે ઉભેલા બ્રિટાનીયા પાસે ભિક્ષા માગતી જણાતી હતી. ચાર વર્ણોને સ્થાને અનેક ન્હાની ન્હાની ટુકડીઓ ધર્મને નામે એક બીજા સ્હામે કલહ કરી રહી હતી. ટોપીવાળા વ્યાપારીઓ ધનના ભંડાર પશ્ચિમ તરફ મોકલતા હતા અને ભારતવાસીઓ અન્ન, ધન

૧ સુરતમાં ત્રેવીસમી રાષ્ટ્રીય સભા વખતે પ્રાચીન ભારત દેવીના ચિત્ર નિચે આ શ્લોક લખેલો હતો. ૨ એમ. જુઇસ જે કોલીગટ.

મારે ટવળના હતા. આ ચિત્રની નિચે શ્લોક હતો.

[1]લુટી, ખુટી ચુટી, ચીથર હાલ ભમંતી,
કુસંપી નગ્ન બાલકોને સેર્ઈ ફરંતી,
અન્ન વસ્ત્ર દાન કાજ હાથ ધરંતી,
અનાથ વ્યાધિ ગ્રસ્ત દ્વાર દ્વાર ભમંતી

પડતી ! પડતી ! આશી બાસતી સ્થિતિ તારી ?
ધીક, ધીક, ધીક મ્હારૂં વજ્ર હૈયું ન ફાટે
નીરખી મુજ જનેતા બીખતી અન્ન માટે
ધીક ધીક ધીક મ્હારી ઘોર આલસ્ય–નિદ્રા

શ્લોક વાંચી રહ્યા કે પૂર્વ વત્ ઉપર સુનેરી અક્ષરો ઝળકી રહ્યા.

આપણે શ્રીમાન માતા રંક સંતાનો છીએ.[2] કાર્ય કરવાનો સમય હવે આવ્યો છે. જ્યાં સુધી પરદેશી રાજ્યનો દાખલો લઇ તે પ્રમાણે દેશી કારખાનાં ઉઘડ્યાં નથી, નવીન યાંત્રીક અને શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યું નથી, દેશના કળા કૌશલ્યનો ઉદ્ધાર કર્યો નથી, ધંધા રોજગારનો વધારો કર્યો નથી, ત્યાં સુધી આપણું દરિદ્ર કદી પણ મટવાનું નથી, અને આ દેશ કોઈ દિવસ ઉંચી પદવી મેળવી શકનાર નથી.[3]

"મહાત્મા, મ્હને તમારો મુક્તિ મંત્ર આપો કે આ દુઃખી જીવન મ્હારા દેશની સેવામાં અર્પણ કરૂં. શું મ્હારા જેવો ક્ષુદ્ર બાલક માતાની સેવામાં ઉપયોગી થશે ?", ઉદયચંદ્રે નમ્ર સ્વરે કહ્યું.

---

૧ ત્રેવીસમી રાષ્ટ્રીય સભા. ૨. પ્રો. ગજ્જર. ૩. પુરૂષોત્તમ વિશ્રામ

" હા. તું ઉપયોગી થશે. આ મંડલનો સભાસદ અને દેવીનો ખરો ઉપાસક થશે. મુક્તિમંત્ર એજ છે કે હીમત અને ધૈર્ય રાખી કાર્યકર. ત્હારા પોતાના સ્વાર્થ કરતાં દેશના સ્વાર્થને આગળ ધર, દેશ સેવા કરતાં સરકાર કે ત્હારા ભાઇઓ તરફના ખોફની પરવા ન કર. ત્હારા દેશ કલ્યાણકારી સિદ્ધાન્તોની સત્યતા પર શ્રદ્ધા રાખી બ્હાર પડ."

" આ મંડલનો હેતુ શો છે. ? "

" **God helps those who help themselves, the British Government are not more than God that they will help you if you don't help yourselves**"[1] એજ આ મંડલનો હેતુ છે.

" પણ અંધ લાકડીના આશ્રમ વિના કેમ ચાલી શકે ? "

" મનુષ્ય માત્ર પરમાત્માની દ્રષ્ટિમાં સરખા છે. ઇંગ્રેજોને રાજ્ય સત્તા અને હિન્દીઓને ગુલામગીરી એ કંઇ પરમાત્માનો ન્યાય નથી. પ્રયત્નથી ત્હેમણે જેમ એ સત્તા મેળવી છે ત્હેમ આપણે પણ મેળવી શકીયે છીયે. "

" પણ ત્હેમનામાં જેમ એ ગુણો અન્ય પ્રજાઓના સંસર્ગથી વિકસ્યા છે ત્હેમ આપણામાં એ ગુણો ત્હેમના સંસર્ગથી વિકસશે.

" ખરૂં છે. ત્હેમના સંસર્ગથી, પણ ભિક્ષાવૃત્તિથી તો નહીંજ. જ્યાં સુધી મનુષ્ય ખરા સાધુ ભાવ–બ્રહ્મભાવને નથી પામ્યો ત્યાં સુધી ત્હેમાં સ્વાર્થ જરૂર રહેવાનો. અને એક સ્વાર્થી ઇંગ્રેજ અમલદાર પાસેથી દેશી અને ઇંગ્રેજના સરખા ન્યાયની આશા રાખવી ફોકટ છે. હિન્દના ઇંગ્રેજ ઇતિહાસ પરથી આપણે સારી રીતે સમજીએ છીએ

1 **Mr. Tilak.**

કે લોર્ડ રીપન કરતાં લોર્ડ કર્ઝન વધારે આવ્યા છે. અને રીપનના પ્રતાપમાં—સાધુ ભાવનામાં અંગ્રેજ કર્ઝનના કાર્યોને અનુમોદન આપવું કદી બનશેજ નહીં. આથી એમ કહેવાનો હેતુ નથી કે પ્રતાપી રીપન અને કર્ઝનને એકજ કક્ષામાં મૂકવા. પણ જે જેવા હેને તેવું માન. અને રીપનની આશાના સ્વપ્ના જોઇ કર્ઝનના કાર્યો મુંગે મ્હોડે જોઇ લેવા એ નકામું છે. આપણે તો આપણું કામમાં દિનપ્રતિદિન આગળજ વધવું. અને પોતાના બળ ઉપર આધાર રાખતાં શીખવું."

"સ્વાશ્રયમાટે આ મંડલના નિયમો કયા છે?"

[1] "એકતો દરેક પ્રાન્તના અગ્રણીઓએ પોતાના પ્રાન્તમાં સ્થળે સ્થળે મંડળો સ્થાપીને ખરી લોકસ્થિતિનું જ્ઞાન મેળવવું જોઇએ."

"દરેક ગામને સ્વાશ્રયી બનાવવું એટલે કે દરેકમાં પોતાની સામાન્ય અને ઔદ્યોગિક શિક્ષણની શાળા, કોઠાર અને પરસ્પર ધીરધાર માટે નાણા ખ્હેંડી રમત ગમત માટે મેદાન તથા ટંટા પતાવવા માટે લવાદની ગોઠવણ પ્રજાએ કરવી."

"જમીનદાર અને ખેડુત પોતાના અને દેશના સ્વાર્થ સમજે તો નિઃસન્દેહ ઉભયને લાભ થાય તેથી આ મંડલ બન્નેને હેમના સ્વાર્થ સમજાવી હેમનામાં સંપ કરાવે છે. અને હાલના સમયમાં શોધાયલા કૃષિનાં સાધનોનો હેમને લાભ આપે છે.[2]"

"વડોદરામાં આ વાજ પ્રકારનું કાર્ય કરનાર **બન્ધુ મંડલ** સંસ્થા છે."

"એ સંસ્થા આ મહા મંડલની શાખા છે." એવી સંસ્થાઓ દેશના દરેક વિભાગમાં સ્થપાઇ ઉપર બતાવેલા હેતુઓ પાર પાડે એ અમારી મહાત્વાકાંક્ષા છે.

---

૧-૨. જુઓ આ વખતના કોન્ફરન્સના પ્રમુખ કવિરત્ન રવિન્દ્ર નાથનું ભાષણ.

## પ્રકરણ ૧૫ મું.

# પ્રિયનું સ્મરણ.

મોરકી ધ્યાન લગી ઘનઘોરસેં,
ડોરસેં ધ્યાન લગી નટકી,
દીપક ધ્યાન પતગ લગી,
પનીહારીકી ધ્યાન લગી ઘટકી,
ચંદ્રકી ધ્યાન ચકોર લગી,
ચકવનકી ધ્યાન દિને સટકી,
મીન મનોજલ ધ્યાન સુસાગર,
પંથ પ્રબીન રહે અટકી.

Yet never, never can we part
While memory holds her reign;
Thine thine is still this withered heart
Till we shall meet again.

H. F. Lyte.

રાતે ભોજન કરી મહાત્મા નરેન્દ્ર આ નવા આવનારને આસપાસનો પ્રદેશ દેખાડવા તેડી ગયા. કલાકેક ફરી પાછા આવ્યા. હેમને માટે પથારી કરી હતી. તેમ ઉદયચંદ્ર અને સરલાદેવીને દિવસના પ્રવાસનો થાક લાગ્યો હોવાથી તરતજ સુઈ ગયા. ઉદયની આંખો મિચાઈ અને નિદ્રાદેવીએ હેને તરતજ પોતાના કબજામાં લીધો નરેન્દ્રનાથ જાગતા હતા અને સરલાદેવી હેની પથારી પાસે બેઠી હતી.

" એટલા સરલે આ પથિકનું હૃદય દુઃખી લાગે છે." નરેન્દ્રનાથે વાત શરૂ કરી.

" જી મહારાજ, ત્હેના યોગ્ય ઉપચાર માટેજ દેવીના મંદિરમાં તેડી લાવી છું. જગતમાં અનેક યુવાન માણસોની પેઠે આ પણ પ્રેમવાસમાં પડ્યો લાગે છે."

" ઇશ્વર કૃપાએ સઘળું સારૂં થશે. પણ એના સગા સંબંધી ક્યાં રહે છે, એ ક્યાંથી આવે છે એ ત્હમે એને પૂછ્યું છે ?"

" એક વખતે પૂછતાં તે રોયો હતો બીજી વખતે વાત ફેરવી હતી." આ વાત ચાલતી હતી ત્યાં પાસે સુતેલા ઉદયચંદ્રના મુખમાંથી અસ્પષ્ટ શબ્દો નીકળવા લાગ્યા.

" તું મુજ જીવન તું મુંજ હૃદયજ દૂર ન જા મુજ નેત્ર મણી,
એકવાર તે મંદ હાસ્યથી ઉરભર મ્હારૂં ઓ રમણી !
મધુર કંઠનું મીઠું ગાયન મનમાં ભરતાં સુણવા દે.
એકવાર ઓ મધુરી મ્હારી ! એ તુજ રસમાં રમવા દે.
બોલ બોલ તુજ મીઠી વાણી આનંદે ભ્રકુટી મરડી.
નુપુર નાદ કંકણ ઝણાટથી ચાલ ! ચાલ ! કરી હંસગતી.
[1] ચાલ ચાલ ! વડિયે રસ રસ્તે નવું નવું જોવાશે,
સ્નેહ સલિલે સ્નાન કરી પ્રિય વધીયે રતિની વાટે.
જગત જાળનો ત્યાગ કરી પ્રિય જોઇએ રતિ જગરીતિ,
ચાલ ચાલ ઉડિયેજ અગાડી આનન્દે વણ ભીતિ.

" સરલે, આ દુઃખીને સુખનો માર્ગ કરી આપવો એ આપણું પ્રથમ કર્તવ્ય. કાલે ગમે તે યુક્તિએ એને એના ગામનું નામ પૂછી

---

1 " સ્નેહમુદ્રા ' ના ચકવાકી કાવ્યપરથી.

મેવું અને ત્હારે ત્યાં જઇ એના સંબંધીઓને મળવું, નાશી જવાનું કારણ તપાસવું. હું ત્યાં સુધી આને હૃદય દુઃખની ઔષધિ આપીશ."

સ્નેહલાના મુખમાંથી ફરી શબ્દ ધ્વનિ થયો.

"Society friendship and Love[1]
Divinely bestowed upon man,
Oh had I the wings of a dove
How soon would I tas'e you again."

હેની આંખ ઉઘડી ગઇ. આશ્ચર્ય અને લજ્જાથી તે મહાત્મા અને સરલાદેવી તરફ જોઇ રહ્યો. "ચારૂ ક્યાં! હેનો સમાગમ ક્યાં! મિત્રો ક્યાં? હા! એતો સ્વપ્ન!" તે બોલ્યો.

"સંસાર પણ સ્વપ્નજ છે." મહાત્માએ કહ્યું.

"શું સંસાર સ્વપ્નજ છે? શું આ દ્રશ્ય સૌ મિથ્યાજ છે! ત્યારે તે મિથ્યા પ્રપંચમાં સુખ માની રહેનારા, કે સુખ શોધનારા ભ્રમણામાંજ ભમે છે? હા. એવુંજ છે મ્હેં સ્વપ્નમાં પ્રિયાને જોઇ, મિત્રો જોયા, પણ સૌ મિથ્યાજ. સાચું એટલુંજ કે મહાત્મા અને દેવીએ મ્હારી ઘેલછા જોઇ."

My sorrows I then might assuge,
In the ways of relegeon and truth.
Might learn from the wisdom o! age
And be chilla's by the sallies of youth.[2]

---

1–2 Cowper.

"બેટા ઉદય, ત્હારા આ પ્રવાસની પાછળ કોઈ પ્રેમનું ચિત્ર આલેખાયું છે એતો આજેજ જાણ્યું. તું ત્હારી સર્વ હકીકત મ્હને કહે. પ્રભુ કૃપાએ સૌ સારૂં થશે ?"

'ભગવન્, મ્હને એ ન પૂછો. અમારા સંસારીઓની દુઃખકથાથી હું આપનું સાધુચિત્ત ઉદ્વેગિત કરવા નથી ઇચ્છતો."

"સંસાર દુઃખથી ઘવાયલાજ ઘણા સાધુ થઈ શકે છે. તું ત્હારૂં વૃત્તાન્ત કહીશ તો એની ઔષધિ પણ થશે ?"

ઉદય ઉદાસ સ્વરે બોલ્યો,

પ્રેમહીમે પરતીત રસરીત પ્રેમહીમેં,
પ્રેમહીમેં રાજનીત, હારજીત જંગહૈ;
પ્રેમહીમે હાવ ભાવ સહીત સમુલ પ્રેમ,
પ્રેમહીમે રાગરંગ ઉમંગ અનંગ હૈ.
પ્રેમહીમે ધ્યાતા ધ્યેય જ્ઞાતા જ્ઞેય પ્રેમહીમેં,
પ્રેમહીમે જોગ ભોગ પંચભૂત અંગહે
પ્રેમ કો પ્રકાશ સો તો કરતાકી કરામત
જહાં દેખો તહાં એક પ્રેમ કો પ્રસંગ હૈ.[1]

"એ પ્રેમના પ્રસંગથી સ્વપ્નમાં લવ્યો હઈશ."

"હા. પણ પ્રેમને માટે એજ કવી શું કહે છે ?"

વિપ્રજો વેદ પઢ તો કહા જબ જાની પરી નહીં વેદકી બાની,
ગાયક ગાન કિયો તો કહા, ઉન રાગ કલા સુરતાન ન જાની,

૧ પ્રવીન સાગર.

જોગિ વિભુતિ ચઢાઇ કહા, જબ જોગ કલા ન હિયે અનુમાની,
સાગર પ્રીત કરી તો કહા જબસેં ઉય પ્રીતકી રીત ન જાની."

"કેટલાક મનુષ્યો ક્ષુદ્ર કામ-ભાવનાનેજ પ્રીતિનું નામ આપી તે પવિત્ર નામને કલંકિત કરે છે. બેટા ઉદય, તું હવે એવા સ્થાનમાં આવ્યો છે જ્યાં ત્હારા દુઃખ માટે બનતા પ્રયત્નો કરવા દરેક-અનેક તૈયાર છે. ઇશ્વર કૃપાએ ત્હારી ઇષ્ટ વસ્તુ ત્હને પ્રાપ્ત થશે."

મનમાંજ બોલતો હોય કે 'તથાસ્તુ' તેમ હોઠ ફફડાવતો ઉદય મહાત્મા ના પગે પડ્યો. ભગવત્ ત્હમારા દર્શન માત્રથીજ મ્હારા દુઃખનો નાશ થયો છે. હું પ્રસન્ન થયો છું તો ત્હમારો ઇચ્છાથી શું નહીં થાયે."

"માણસ બીજાપર ઉપકાર કરવા અસમર્થ છે. તે તો અભિમાન નથીજ એ ઉપકારને જોનાર છે. જ્ઞાની પુરૂષો એ અભિમાનથી મુક્ત છે."

તે પછી ઉદયચંદ્રે પોતાની સઘળી હકીકત વિદીત કરી.

સરલા દેવી નરેન્દ્રનાથની રજા લઈ ચાલી ગઇ. મહાત્મા ઉદયને સૂવાનું કહી પોતાના બીછાના પર સૂતા. ઉદય પણ સ્વપ્ન વિચારમાં બિછાના પર સૂતો. બારી માર્ગે દેખાતા આકાશમાં ચારૂશીલાની રમ્યમૂર્તિ ઉરતી ગાતી જણાઇ.

આવો વનવાસી કરિયે વનવાસજો,
ઉર-રસ લ્હાવા લઇયે બેસી એકલાં.
પ્રેમાર્ણવમાં તરિ તરિ કરીયે સ્નાનજો,
કરી વિસ્મરણ પ્રપંચો જુઠા જગતના.

## પ્રકરણ ૧૬ મું,

# कल्याण ग्राम.

United we stand divided we fall,
It made and preserves us a nation.

Draw your inspiration from poets and prophets if you like, as much as you like, have your own ideas as many as you like, but do your work with feet on solid ground. Some courage is required to face facts, some strength to bear the burden of actualities, nay considerable courage and strength. He fights well who fights the tangible and nearest hand.

Mr. A. Chawdhari.

કરીયેં સંપ કુટુંબમાં શત્રુથી શું થાય
ઝાડ ટકે છે ઝુંડમાં એકલ ઉડી જાય

દલપતરામ.

પ્રાતઃકાલે હજી સૂર્ય ભગવાન ઉદય પામ્યા ન હતા. કમિલિનીઓ હજી બીડાયલીજ હતી. આકાશ નારી એ તારા ટપકીવાળું વસ્ત્ર ઉતારવા માંડ્યું હતું. વૃક્ષોપર માળામાં સુતેલા પક્ષિ વૃન્દ ધીમે ધીમે જાગી મધુર સ્વરથી ગાયન કરતા ઠામે વળગવા લાગ્યા હતા. પ્રાતઃકાલનો મંદ મીઠો પવન બગીચાના વૃક્ષોને તરલ તાલથી ડોલાવી રહ્યો

હતો. આ વખતે ઉદયચંદ્ર જાગ્યો. આ નવી વન સમૃદ્ધિ આનંદ ઉત્સાહ અને આશ્ચર્યથી જોઇ રહ્યો. ઘરનો ત્યાગ, વનનું દુઃખ ખેડુતનું આતિથ્ય વ્યાધિ અને તેમાં આશ્વાસન સરલાદેવીનો સમાગમ, ત્હેના પવિત્રતા અને મહાત્માના સ્વદેશાભિમાની વિચારો, આ સર્વ પ્રસંગો એક પછી એક ત્હેના અંતરમાં ઉભરાવા લાગ્યા. અંતે રાતે જોયેલું સ્વપ્ન દ્રષ્ટિ સમક્ષ ખડું થયું. ચારૂશીલાની વ્યાકુળ મૂર્તિ ત્હેની પાસે બેસી કહેવા લાગી, “ પ્રિય ઉદય, અભ્યાસ પછી શું આ ભ્રમણાજ સરજેલી હશે ? કેળવણી શું દુઃખના સાધન રૂપજ હશે ? ત્હમે સન્યાસી થયા તો મ્હને પણ સન્યાસિની કરો, ત્હમે અલખ જગાવશો તો હું અલખ જગાવીશ. ત્હમે ભભૂત ધારશો તો હું ભભુત ધારીશ. ત્હમે કંથા પ્હેરશો તો હું પણ કંથા પ્હેરીશ. હું ત્હમારી સાથેજ રહીશ. કલ્પના વ્યાપારમાં રમનાર પાછળ ઉભેલી સરલાદેવીને ન જોઇ શક્યો. અને કલ્પનામાંજ લવ્યો. •

મંદ મંદ સમીર વહે તરૂ કુંજમાં બહુ મ્હાલતો,
ગિરી ગવ્હરે અથડાઇ મીઠો રાગ મૃદુ આલાપતો,
એ મૃદુ છતાં કર્કશ થઇ તનડું દહે છે માહરૂં
આનંદ કર કંઇ હોય તો આ ક્ષણિક દર્શન તાહરૂં. ” [1]

“ ઉદયભાઈ ચાલો દંતધાવન કરી લ્યો, આજે આપણે કલ્યાણ ગ્રામ જોવા જઇશું

“ જી હા. ઉદય ચકિત થઇ ઉઠ્યો અને દેવીની પાછળ પાછળ ચાલ્યો ! ”

[1] સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇના કાન્તા નાટકમાંના એક કાવ્ય પરથી.

બગીચાના રસ્તાપર થઇ ઝાડીઓમાં પેઠાં; ચારે તરફ પુષ્પ લતાઓ સુગંધી મ્હેકાવતી હતી. ત્યાં એક સુંદર આસનપર બેસી દંતધાવન કરવા લાગ્યાં. સરલાદેવી નમ્ર સ્વરે બોલી, "દેવીના ખોળામાં ત્રીશકોટિ મનુષ્યો કલ્લોલ કરે છે. તે દુઃખહારી, સુખકારી દેવીના ચરણમાં ત્હમે આવ્યા છો. હવે ચિંતા ભય ત્યજી શાંતિ ધરો."

"દેવીને હું પૂજતો હતો અને પૂજું છું. પણ મહાન જીવનની બક્ષીસ આપનાર મહાત્માનો સમાગમ કરાવનાર, અને માતા સમાન પ્રેમથી વર્તનાર દેવીની કેવી રીતે પૂજા કરૂં? સરલા બ્હેન આ મ્હારૂં જીવન આપના પ્રતાપેજ છે."

"શું એવું બોલી ઇશ્વરની અવગણના કરો છો? મ્હારાથી ન સહેવાય." સ્ત્રીની સાધારણ મીઠી વાણીથી તે બોલી. "એતો ઇશ્વરેજ ત્હમને બચાવ્યા. હું તો નિમિત્ત માત્ર હતી."

"આ વાકય પણ ત્હમારૂં મહાત્મ્યજ બતાવે છે. પામર મનુષ્યો પોતે થોડું કર્યા છતાં ઘણું કરનાર જેવો ડોળ ઘાલી કીર્તિની પાછળ દોડે છે. સાધારણ માણસોને કરેલા કાર્યનું ફળ ન મળે તો ગુસ્સે થાય છે, કદાપિ સ્હામા માણસને હાની પણ કરે છે. પણ જેને ફળની કે કીર્તિની તો આશા પણ નથી, અન્યપર ઉપકાર કરી જે આનંદ પામે છે અને ઇશ્વરનું કાર્ય અને પોતાને નિમિત્ત માત્રજ ગણે છે એતો મહાત્માઓજ છે."

× × × × × × × ×

પ્રાતઃક્રિયાથી પરવારી આ ત્રણ જણ કલ્યાણગ્રામના દર્શનાર્થે ગયા. કુંજમાંથી રસ્તાપર આવ્યા અને ત્યાંથી સિદ્ધા આગળ ચાલ્યા. થોડીવારે બગીચાની બહાર નીકળી ગયા. મેદાનપર દ્રષ્ટિ કરતાં ચારે

તરફ લીલું ઘાસ લીલી જાજમની પેઠે પથરાયલું દેખાતું હતું. વચમાં કોઇ કોઇ સ્થળે ન્હાનાં વૃક્ષો હતાં. થોડેક દૂર એક ન્હાની નદિ હતી. આમાં બારેમાસ પાણી રહેતું હતું. હમણા પાણી બહુજ થોડું હતું પણ ચોમાસામાં જ્યારે નદીમાં પાણી ચ્હડતું ત્યારે બન્ને પાસના ગામડાંવાસિઓને બહુજ વેઠવું પડતું. ત્હેમના ખેતરો રેલમછેલ થઇ જતા. ઘરોમાં પણ પાણી પાણી થવાથી ત્હેમને દૂરના પ્રદેશમાં વિશ્રાન્તિ શોધવાની જરૂર પડતી. પણ ખેતરો નદીની પાસે એટલે ફરી ત્યાંજ આવી રહેતા. પંદરેક મીનીટ ચાલ્યા પછી આ ત્રણ જણ નદી કાંઠે આવી પહોંચ્યા. અહીં પણ વિવિધ પ્રકારનાં વૃક્ષો હતાં પણ છૂટા છૂટાં હતાં.

કેટલાક વસ્તીવાળાં ઘરો હત; મહાત્માને જોઇ અનેક પુરૂષ સ્ત્રીઓ ત્હેમને પ્રણામ કરવા દોડી આવ્યાં. મહાત્મા પણ ત્હેમને આશીષ આપી કુશળતાના સમાચાર પૂછી વિદાય કરતા. આ લોકો ગામડાના લોકોથી દરેક રીતે જૂદા હતા. પોષાક નવિન, ભાષા સંસ્કારી ચાલ ચલણ સુધરેલી જણાતી. આ જોઇ ઉદયચંદ્રને સ્વાભાવિક શંકા થઇ. જેના સમાધાન માટે મહાત્માને પ્રશ્ન કર્યો; " આ કોણ છે ? અહીં શાને રહે છે ? "

" ભારતદેવીના આ યાત્રાળુઓ છે. કેટલાકોએ પોતાની સઘળી મિલ્કત દેવીને અર્પણ કરી ત્હેના યાત્રા સ્થાનમાં રહેવાની પ્રતિજ્ઞા કરી છે. કેટલાક રંક—અનાથ જનો દેવી સમીપ પોતાની આજીવિકા પ્રાપ્ત કરે છે. કેટલાક વ્યાધિગ્રસ્ત જનોને ઔષધિ મલે છે. જેમ પ્રાચીન લોકોના વિવિધ યાત્રા સ્થલો છે તેમ આ અર્વાચીન લોકોનું યાત્રા સ્થાન છે."

આગળ ચાલતાં એક ભવ્ય મકાનમાં દાખલ થયા. ત્યાં કેટલાક કબાટોમાં ઔષધોની શીશીઓ ગોઠવેલી હતી. એક બાજુ એક મ્હોટું ટેબલ અને કેટલીક ખુરશીઓ પડેલી હતી. ચારે તરફ બારીઓ હતી. પવન સીસકાર કરી વ્હાતો હતો. જે દરવાજામાંથી દાખલ થયા ત્હેની સ્હામેજ બીજા દરવાજામાંથી આ મકાનના પાછલા ભાગમાં જવાતું હતું. ત્યાં ન્હાની ન્હાની અસંખ્ય ઓરડીઓ હતી. તેમાં કોઇક ખાલી હતી તો કોઇમાં રોગીઓ રહેતા હતા. મહાત્માને જોઇ ચાલી શકનાર તરતજ ત્હેમની પાસે આવી **वन्दे मातरम्** નો ધ્વનિ કરી ત્હેમને પગે પડવા લાગ્યા.

અંહિ વિવિધ પ્રકારનાં પુષ્પ વૃક્ષો હતાં. હવાને માટે દરેક ઓરડીમાં બારીઓ રાખવામાં આવી હતી. દર્દીઓની તન્દુરસ્તી સુધારવા સર્વ ઉપાયો લેવામાં આવતા. ત્હેમના ભોજન વિષે પૂરેપૂરી કાળજી રહેતી.

“ આ આરોગ્યાશ્રમ છે, જૂદા જૂદા દેશના દર્દીઓ અહીં આવે છે, ત્હેમની ઔષધિ મંડલના એક સેવક નિવૃત્ત **ડૉકટર રમાનાથ ચોધરી** કરે છે. ત્રણ સાધ્વી વિધવાઓ દર્દીઓને ભોજન આદિ આપવા કે આશ્વાસન આપવામાં જીવન ગુજારે છે.”

તે મકાન છોડી આગળ ચાલ્યા તો એક એના જેવુંજ ભવ્ય મકાન આવ્યું. તેમાં કેટલાક શ્વેત વસ્ત્રોવાળા પુરૂષો ફરતા હતા. કોઇ પ્રૌઢ કોઇ યુવાનને કોઈ બાલકો હતા.

“ આ સન્યાસીવિદ્યાલય છે. અંહિ સન્યાસીઓને કેળવી દેશ સેવા માટે યોગ્ય કરવામાં આવે છે. એજ મંડલના દેવીના ખરા સેવકો થશે. ” મહાત્મા બોલ્યા.

“ ત્હેમને કેવું શિક્ષણ આપો છો ? ”

" પ્હેલું સુખ તે જાતે નર્યા. પ્રથમ તો ત્હેમના શરીર સુધારવા —બળવાન બનાવવા ત્હેમને કસરત સંબંધી જ્ઞાન આપવામાં આવે છે. તેની સાથે ત્હેમને ધર્મ સંબંધી જ્ઞાન અપાય છે."

" ધર્મમાં તો હમણા ઘણા મતો છે તો ત્હમે કોનો આદર કરો છો?"

" સઘળાનો આદર કરીયે છીયે. સઘળા ધર્મના સ્થાપકોને પૂજીયે છીયે. **રામ કૃષ્ણ, બુદ્ધ ઇસુ, મહમદ એ** સર્વને અમે જગતના ઉદ્ધારક પુરૂષો ગણી ત્હેમનો સત્કાર કરીએ છીયે. આ સર્વે માહાત્માઓના નીતિના સિદ્ધાન્તો અભિન્ન અને સર્વ દેશ કાળ માટે યોગ્ય છે. તેનોજ અભ્યાસ થાય છે અને ત્હેનુંજ શિક્ષણ અપાય છે."

" પણ મૂર્તિપૂજા, પુનર્જન્મ વિગેરે સિદ્ધાન્તોમાં મ્હોટો મતભેદછે."

" મૂર્તિપૂજા કોઇક જાણીને કરે છે તો કોઇક અજાણપણે કરે છે. હિંદુઓનો મ્હોટો ભાગ મૂર્તિ પૂજાના ખરા રહસ્યને સમજ્યા વિના રૂઢિ પ્રમાણેજ તે કરે છે. કહેવાનું એટલુંજ કે યોગના વિશાળ અભ્યાસ વિના—અવિનાશી અખંડ પરમાત્માને જ્યાં સુધી જાણ્યા નથી, મન માયા મુક્ત થયું નથી ત્યાં સૂધી દરેક મનુષ્યને કોઇને કોઈ પ્રકારની મૂર્તિપૂજા તો કરવીજ પડશે. પૂનર્જન્મને માટે મતભેદનું કારણ જનથી. માનનારાઓને પૂનર્જન્મ મળશે ને ન માનનારાઓને નહીં મળે એવો કંઈ નિયમ નથી, એતો જે હશે તે થશે."

હૃદયચન્દ્ર શાંત થયો અને તે શંકામુક્ત થયો હોય એમ ત્હેના મુખપરથી જણાયું. એટલે નરેન્દ્રનાથે વાત આગળ ચલાવી, " ત્હેમને સાંસારિક જ્ઞાન પણ અપાય છે, હમણાના વખતમાં બાળલગ્ન કન્યાવિક્રય વૃદ્ધ લગ્ન એકથી અધિક પત્નીઓ પરણવાના રિવાજ સ્હામે દરેક વિદ્વાન તીરસ્કારથી અને પરદેશ ગમન, સ્ત્રી કેળવણી જ્ઞાતિઓ વિશાળ

કરવી વિગેરે કાર્યો તરફ દરેક જણુ આશા અને માનથી જુએ છે. આમાંજ એમનું સાંસારિક જ્ઞાન સમાઇ જાય છે મતભેદના પ્રશ્નો નથી અદ્યાપિ પર્યંત અમે દૂરજ રહ્યા છીએ.” આટલું બોલી મહાત્મા ઉદયચંદ્રના મુખ તરફ જોઇ રહ્યા.

અંદરથી થયલા વન્દે માતરમ્ ના જય ધ્વનિએ હેમનું ધ્યાન ખેંચ્યું. આ ત્રણ જણાએ પણ હેનો યોગ્ય ઉત્તર આપ્યો. એક સાદા શ્વેત પોષાકવાળો ચાળીશેક વર્ષનો પ્રૌઢ પુરૂષ એમની પાસે આવી બન્ને હાથ જોડી નરેન્દ્રનાથને પ્રણામ કરી ઉભો રહ્યો.

“ આ સાધુ નવીનચંદ્ર ” ઉદય તરફ દ્રષ્ટિ કરી નરેન્દ્ર બોલ્યા, “ એમણે પોતાનું શેષજીવન આ સન્યાસીયોને સુધારવામાં ગાળવાનો નિશ્ચય કર્યો છે.” ઉદયચંદ્ર પણ પૂજ્ય ભાવથી આ સાધુ તરફ જોઇ રહ્યો.

સાધુશાળાની વ્યવસ્થા સંબંધી કંઈ વાત કરી આ ત્રણે જણ આગળ ચાલ્યા. અને એક બીજા સુંદર મકાનમાં દાખલ થયા. એક વિશાળ ખણ્ડમાં કેટલાક પુસ્તકોના કબાટો ગોઠવેલાં હતાં. વચમાં એક મ્હોટું ટેબલ તે પર હિન્દુસ્તાનની મુખ્ય સર્વ ભાષાઓના વર્તમાનપત્રો પડેલાં હતાં. કેટલાક લોકો વાંચતા હતા. પાછળ બગીચો હતો તેમાં સ્થાને સ્થાને આસનો ગોઠવેલા હતા. તે પર બેસી કેટલાક લોકો વાંચતા હતા. બગીચાના એક ભાગમાં કેટલાક કસરતના સાધનો દેખાતા હતા. હેની પાસે એક વિશાળ મેદાનમાં કેટલાક પુરૂષો બાલકો કસરત કરતા હતા. હેમને શિક્ષણ આપવા એક જણ ઉભો હતો. આ સર્વ સ્થળો જોઇ આ ત્રણ જણ બગીચાના દ્વારમાંથી બહાર આવ્યા. “ ઘણુંખરૂં જોવાનું હતું તે જોઇ ચૂક્યા અને ભોજનનો સમય

થયો માટે હવે મંદિર તરફ ચલશું." નરેન્દ્રનાથ બોલ્યા.

પણ આ સ્હામે મકાનો દેખાય એમાં શું છે?

"એક વનિતાવિશ્રામગૃહ છે. બીજું વિવિધકલાશિક્ષણ ગૃહ છે. વનિતાવિશ્રામગૃહમાં પુરૂષો જઇ શકતા નથી. એમાં કોઇ સાધ્વી બાલ કે પ્રૌઢ વિધવાઓ, કોઇ યુવતિઓ રહે છે. કોઈ ગૃહકલાઓ શીખે છે કોઇ વિવિધ ભાષાઓનો અભ્યાસ કરે છે. કોઈ વૈદ્યવિદ્યા શીખે છે. આમાંથી શિક્ષણ લઇ કેટલીક સ્ત્રીયો ભારતવર્ષના વિવિધ ભાગોમાં ફરી સાધારણ વર્ગની કે અશિક્ષિત સ્ત્રી વર્ગને ત્હેમના કર્તવ્યનું ભાન કરાવે છે."

"પણ આપણા પરદામાં એ બિચારીઓનો બોધ શા કામનો!" ઉદયે શંકાથી પૂછ્યું.

"તેઓ પ્રથમ જે દેશમાં જાય તે દેશની સ્ત્રીઓની ચાલચલણ–રૂઢિઓનો અભ્યાસ કરે છે. પછી પાદરી સ્ત્રીઓની પેઠે ત્હેમના ઘરમાં જઇ ત્હેમની સાથે હળીમળી વાતો કરે છે આ પ્રમાણે બોધ સાથે ત્હેમના મન જાણે છે."

"કેટલીક વિધવાઓ અંહિ થોડો વખત રહી કંઇ ઉદ્યોગ શીખી પોતાના દેશમાં જઇ સુખે પોતાની આજીવિકા પ્રાપ્ત કરી શકે છે."

ભારત ઉદ્ધારની આ ખરી વ્યવસ્થાનું કલ્યાણકારી દર્શન કરી અતિ પ્રસન્ન થયેલો પોતાના વિભાગની સ્થિતિ એની પાસેજ મૂકતાં ખિન્ન થતો ઉદયચંદ્ર, નરેન્દ્રનાથ, અને સરલાદેવી પુનઃ મંદિર તરફ વળ્યા.

"પણ આ સઘળા ખર્ચની વ્યવસ્થા કેમ થાય છે?"

દેવીના ઉપાસકો તરફથી એક પ્રજાકીય ઉઘરાણું ( National

fund ) ચાલે છે. તેમાં પૈસા કેવી રીતે ભરાય છે એ ત્હમને કોઇ બીજે વખતે કહીશ.

" ખરી સેવાને આનુંજ નામ ! સ્વદેશ સેવામાં પોતાનું જીવન આપનારા, પોતાનું સર્વ સુખ સ્વદેશાનુરાગમાંજ સમજનારા મહાત્માઓ જ્યારે દેશના દરેક વિભાગમાં જન્મશે ત્યારેજ ઉન્નતિ-ખરી ઉન્નતિ થશે. સ્વાર્થને સેવો કે સ્વદેશને સેવો. બન્ને ને એક વખતે-સાથેજ સેવનારા એકને પણ સંતુષ્ટ કરી શકતા નથી." આ વાક્ય પુરૂં થતાં ત્હેની એક ઇંગ્રેજી કવિતા યાદ આવી તે મનમાંજ બોલવા લાગ્યો.

Give us men,
Men from every rank
Fresh and free and frank,
Men of thought and reading,
Men of light and leading,
Men of national breeding,
India's welfare speeding.
Men of faith and not of fashion,
Men of lofty aim in action.
Give us men I say again,

## પ્રકરણ ૧૭ મું.

# ગંગારામનો પશ્ચાતાપં.

રૂપાળો જોબન ભર્યો જનમ્યો ઉંચે કૂળ
શોભે નહીં વિદ્યા વિના સુવાસ વિણ જયમ ફુલ.[1]

नास्ति भार्या समो बन्धु नास्ति भार्या समो गतिः ।
नास्ति भार्या समोलोके सत्वार्थी धर्म संग्रहे. ॥[2]

અજ્ઞાનતામાં, જોબનના મદમાં કે મગરૂરીમાં થયલા ન્હાના કામનું પરિણામ ન આવતું હોય તો આજે સુખી છે તે કરતાં કેટલા વધારે હોત એ કહેવું મુસ્કેલ છે; કુદરતી નિયમો એવા છે કે જાણે અજાણે તેમાં લેશ પણ ફેરફાર થતાં પોતાનું કાર્ય કરે છે? ધનવાન જોબનના મદમાં છકેલા, વિષયમાં અંધ મદપાન કરનારને ત્હેની પાછળ રચાતું કુદરતનું દુઃખમય શોકમય ચિત્ર ભાગ્યેજ, દેખાય છે. પણ કાર્ય પાછળ પરિણામ ઉભેલુંજ છે, તો તેમાંથી તે બિચારો ક્યાં સટકી જાય? ગંગારામ જ્યારે ધનના ખજાનામાં દ્રષ્ટિ નાંખી આનંદ પામતો, સ્વાર્થી મિત્રોના સંગમાં ફરતો, ત્યારે ત્હેનાથી-પોતાથી થતા અનેક પ્રકારના અનર્થો ત્હેને સ્વર્ગ તુલ્ય સુખકર થતા. પણ લક્ષ્મી "તો ઇન્દ્રાણિ છે તે પદભ્રષ્ટ થયલા-કર્તવ્ય પતિત થયલા ઇન્દ્રને ન વરતાં

---

૧ હિતોપદેશ-ભાષાંતર. ૨. સ્ત્રી સમાન બીજો મિત્ર નથી સ્ત્રી સમાન બીજી ગતિ નથી, અને ધર્મ કાર્ય કરવામાં સ્ત્રી સમાન કોઇ સહાય્ય કરનાર નથી. મહાભારત શાંતિ પર્વ.

કર્તવ્ય પરાયણ થયલા ઇન્દ્રનેજ વરે છે. ગંગારામ કર્તવ્ય વિમુક્ત થયો ત્યારથીજ લક્ષ્મીએ ગતિ કરવા માંડી હતી અને ધીમે ધીમે ખજાના ખૂટવા લાગ્યા. મ્હેતા-કામદારો પોતાના ઘરો ભરવા લાગ્યા. મિત્રોએ પણ બને તેટલું કરી ત્હેને લુટ્યો. સુધારનાર કરતાં બગાડનાર ઘણા તેમજ વધારે વ્હાલાં હતાં, એટલે ત્હેને શિખામણ દેવા કોઇ રહ્યું નહીં. પરિણામ એ આવ્યું કે પ્હેડી બંધ થઇ. પોતાને કોઈ વેશ્યાના ઘરમાં ખૂબ માર પડ્યો, લજ્જા ગઇ. લક્ષ્મી ગઈ ને લાત ખાધી તે જૂદી. મિત્રો મીઠું બોલનારા ખુશામતીઆ સૌ દૂર થયા. જગતના વ્યવહારની ત્હેને હવેજ ખબર પડી.

ત્હેની માતાના સ્વર્ગવાસને આજે બે મહિના થયા છે.

" જે મિત્રોને હું પ્રિયમાં પ્રિય ગણતો, જેની સલાહને ઇશ્વરી સલાહ ગણતો જેના સ્વાર્થી શબ્દોમાં અંજાઈ મ્હેં અનેક અનર્થો ને અર્થો કરી માન્યા, તેજ દુષ્ટ મિત્રો આખરે મ્હારાથી દૂર થયા! દુઃખને વખતે દૂર થયા? પ્રીતિના સ્વાર્થી શ્વેત પડદાની પાછળ આવું દુષ્ટ નાટક હશે, એતો આજેજ જાણ્યું."

ઓ વિષયી જુગારી કે મદિરાપાની પામર જન! ધનના મદમાં મસ્ત થઈ ફરનારા મૂર્ખા! જો આ સંસારમાં ત્હારા માટે સુખ નથી તો આગળ તે શું હશે. ઓ નીચ ભોળા હૃદય! બળી બળી ત્હારૂં પ્રાયશ્ચિત્ત શોધી લે." માંદગીના બિછાનાપર સૂતો તે આ શબ્દો લવ્યો.

આ દુઃખમાં કોઇ આશ્વાસન કે શાંતિરૂપ હોય તો ત્હેની નમ્ર સુશીલ પત્ની રાધાજ હતી. તે પાછલા સર્વ દુઃખો સર્વ અણબનાવો ભુલી જઇ, એકજ નિષ્ઠાથી, ભક્તિથી, પોતાના પતિ પાંસે બેસી રહેતી, કેઈ કોઇ વખતે તે અન્ન જલ પણ ભુલી જતી. વારંવાર ઔષધિ

આપતી, ત્હેની ઇચ્છા થાય તે પ્રમાણે ભોજન તૈયાર કરી દેતી. મીઠાં મીઠાં વાક્યો કહી પોતાના ટુંક જ્ઞાન અનુસાર કથાઓ કહી કે કોઈ શાસ્ત્રીય પુસ્તક વાંચી પતિને વ્યાધિનું દુઃખ ભૂલાવવા પ્રયત્ન કરતી. હમણા તે પતિનુ માથું ખોળામાં લઇ બેઠી હતી.

" મ્હારા પ્રાણ, એ સઘળું હવે ભૂલી જાઓ. " તે નમ્ર સ્વરે બોલી.

બંધુ પાઠક ! શું આવી સુશીલ, સાધ્વી, પતિભક્તિપરાયણ, અનેક દુઃખો સ્હામે ક્ષમાની દ્રષ્ટિથી જોનાર, પવિત્ર બાલાનું ચરિત્ર જોઇ ત્હારૂં હૃદય પ્રેમથી નથી કહેતું કે સાત્વિકવૃત્તિધારિણીબાલાઓ ! તમારૂં તપ તપસ્વિઓને પણ પ્રેમ ઉપજાવે એવું છે.

" રાધે ! પ્રિય રાધે ! તું સાચું કહે, શું ત્હેં ત્હારા પાપી પતિને અંતઃકરણથી માફી આપી છે ? અહા ! મ્હેં પાપીએ કેટલા વખત ત્હારા સુકોમળ શરીરપર પ્રહારો કર્યા હશે ? કેટલા વખત મ્હેં ત્હેને અપશબ્દો કહ્યા હશે ? " ગંગારામ ઉઠીને સ્હામે બેશી રાધાના મુખ સ્હામું જોઇ બોલ્યો.

" મ્હારા પ્રાણ, હું ભૂલી ગઈ છું, ને તમે પણ ભૂલી જાઓ. તમે હવે જો સુમાર્ગે ચાલો તો મ્હને પૂરો સંતોષ છે. "

" શું તું ધારે છે કે હું જીવીશ ? ના ! ના ! મ્હને તો આશા નથી. ત્હને આપેલા દુઃખનું પ્રાયશ્ચિત ક્યાં અને ક્યારે થશે ? "

તમે જીવશો, હજી ઘણો વખત જીવશો—મ્હારા નાથ ! શાંતિ ધરો, ઇશ્વરપર ભાવ કરો, અને તે દીનનાથજ આપણને મદદ કરશે. "

રાધા ! રાધા ! મ્હારા તરફ જોતાં મ્હારૂં મન દ્રવે છે. તું પવિત્ર છે, હું પતિત છું રાધા ! તપથી યોગથી દાનથી કે શ્રદ્ધાથી જે

ઇશ્વર શોધવા સાધુઓ મથે છે તે ઇશ્વરને ત્હેં દુઃખ સહી–શાંતિ ધરી શોધ્યો છે. હું કેટલો બધો નાદાન હતો કે ત્હારી સલાહ ન માની, એટલુંજ નહીં પણ ત્હને તિરસ્કારી ! હા ! એ વિચાર મ્હને શલ્ય પેઠે ખૂંચે છે.

"મ્હારા વ્હાલા, ત્હમે કંઇ ખોટું નથી કર્યું એ મ્હારા ભાગ્યનોજ દોષ હતો. અને આખરે મ્હારા પતિ પસ્તાયા છે એજ મ્હારા અહો ભાગ્યની વાત છે. પશ્ચાતાપ એજ ત્હમારૂં પ્રાયશ્ચિત છે. ત્હમે શાંત થાઓ. મ્હેં કંઇ ઉપકાર કર્યો નથી અને કરવાને સમર્થ પણ નથી. આજેજ વૈદ્યે કહ્યું છે કે આવું આવું બોલતાં ત્હમારી તબીયત બગડી જશે. સ્વસ્થ થાઓ જરાક આરામ થશે કે આપણે દેશ જઇશું."

દેશમાં કેમ જવાશે ? મ્હારી પાસે એક પૈ પણ નથી.

"ત્હમારી પાસે ઘણું છે. મ્હારા પિતાને કહીશ. તે નહીં આપે તો આ મ્હારો હાર વેચીશ. ત્હમારા કરતાં મ્હને શું વ્હાલું છે ?"

"હું પાપી ! ખરેખરો પાપી છું. મ્હારી દુષ્ટતાની તો હદજ થઇ. ત્હારા શરીરપર અલંકારો પણ ન રહેવા દીધા. શું આ રહેલા ત્હારા સૌભાગ્યના ચિન્હો પણ લેઇ લઉં ? ના, ના, હવે એવો ક્રુર નહીં થાઉં. એ કરતાં હું મૃત્યુ વધારે પસંદ કરીશ. ત્હેની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. "રાધા, મ્હને ત્હારે પગે પડી રડવા દે"

"રડો નહીં, ત્હમારી તબીયત કંઇક સુધરી છે તે પણ બગડી જશે. ત્હમે જીવતા હશો તો અલંકારો અનેક થશે. મ્હારા સૌભાગ્યનું ચિહ્ન કંકણ અખંડ છે ને અખંડ રહેશે."

ગંગારામ પળવાર શાન્ત થયો. પત્નીના શાંત મુખ તરફ જોઇ રહ્યો. રાધે, એક દિન હું ધનવાન હતો, આજ હું ગરીબ છું.–રંક છું.

તું મ્હારૂં રત્ન–રંકનું રત્ન છે. જો ઇશ્વર મ્હને જીવતો રાખે તો એકજ આશા છે કે ત્હને મ્હારી કલ્પનામાં હમણા દેખાતા સુખો દેખાડું."

"ત્હમારા એ વાકયો મ્હને બહુજ વ્હાલાં લાગે છે. મ્હારા સુખનો સૂર્ય ઉગશે."

વ્યાધી ગ્રસ્ત, આશા વિમુક્ત–નિરાશ ગંગારામ પત્નીના આવાં ધૈર્યના ઉત્સાહના વાકયો સાંભળી આનંદ પામ્યો. અને કોઇ વખતે નહીં અનુભવેલા પ્યારથી ત્હેને ભેટયો. ત્હેની છાતીપર માથું રાખી શાંત થયો, ત્હેજ ત્હેનું વિરામસ્થાન, તેજ ત્હેનું દુઃખહારી રમણીય સ્થાન હોય તેમ પળવાર એમજ રહ્યો. આ સ્વર્ગીય શાંતિમાં ગંગારામની ન્હાની બ્હેનેજ વિક્ષેપ નાંખ્યો."

"ભાભી, મ્હને જમવાનું આપો."

ગંગારામે જરા લજ્જાઇ માથું ઉઠાવ્યું.

"રાધા નણંદને જમવાનું આપવા રસોડાંમાં ગઇ.'

"ત્હમને કંઇ જમવાનું જોશે?" ત્હેણે ગંગારામને પ્રશ્ન કર્યો.

"થોડુંક દુધ લાવ."

રાધા તરતજ વાડકામાં દુધ લાવી, દુધ પી, ગંગારામ ઉઠયો, જરા આમ તેમ ફરવા લાગ્યો, ત્હેના શરીરમાં આજે કંઇ નવું બળ આવતું જણાયું. શરીર જરા હલકું–સ્વસ્થ થયું. માંદગી હોય પણ વેદના ઓછી થઇ. ચાર વાગે વૈદ્ય આવ્યો. નાડી તપાસી કહ્યું. "અલબત, આજે ફેરફાર જણાય છે, પણ ત્હમે બોલવાનું થોડું રાખતા જાઓ."

"જી, આજે કંઇ વધારે બોલાયું હશે પણ એ બોલવાથી તો મ્હારા ધારવા પ્રમાણે ગેરલાભ કરવાં લાભ વધારે થયો છે."

વૈદ્ય હસી પડ્યો.

થોડીવાર કંઈ વાતચિત કરી વૈદ્યે તો રજા લીધી. ત્યાં એક મિત્ર આવ્યો. ગંગારામ બારી પાસે આરામ ખુરસીપર બેઠો, હેનો મિત્ર હેની સ્હામે બેઠો.

બન્ને મિત્રો ઘણા લાંબા વખતે મળ્યા હોવાથી નવી જુની વાતો નીકળી. રાધા તેટલામાં ઘરનું કામકાજ કરવા મંડી. લગભગ એક કલાક હેમની વાતોમાં ગયો ને રાતના આઠ વાગે મિત્રે જવાની રજા લીધી. રાધાએ ઘર કામ તો આટોપી લીધું હતું પણ પતિનો મિત્ર બેઠો હોવાથી બ્હારજ બેઠી અને નણંદને હાસ્ય ગમત સાથે કંઇ બોધ વચનો કહેતી હતી. માતાના જીવતાં તો ભાભીને સંતાપવામાં દુઃખ દેવામાં તે કોઈ પણ પ્રકારે કચાસ નહોતી રાખતી, પણ પછી તો ઘરમાં એક રાધાજ હતી, તેમ તે હેની સાથે બહુજ માયાળુપણે વર્તતી હોવાથી, તે પણ હેના તરફ પ્યાર રાખતી.

મિત્ર ગયો કે રાધા તરતજ અંદર દાખલ થઇ. સુવાનો વખત થયો છે વાત કરવાથી આજે ઘણો પરિશ્રમ થયો હતો, એટલે વધારે વાત કરવી અનુચિત ધારી તે ખાટલાપર પતિના માથા પાસે બેઠી. આજે એક નવું ગાયન શીખી છું."

"સુખે સંભળાવ એથી મ્હને બહુજ આનંદ થશે."

દેહ–હૃદયથી મનુષ્ય યંત્ર ચાલતુ જો,
માયા–પુરૂષની પ્રીતિથી જગત્ મ્હાલતું જો,
ઉભય એક ભિન્ન વભિન્ન એમ ભાસતાં જો,
સુષુપ્તિ માંહિજ ઉભય એક થઇ જતાં જો,
નારી પુરૂષ લગ્ન એ સુષુપ્તિ કારણે જો,

જગદ્ તરણ, તારવા એ છે સકારણેજ્ને.

ગાનારના સ્વરમાં કે ગાનના અર્થ ગાંભીર્યમાં તલ્લીન થઇ કે ગંગારામ આ જડ સૃષ્ટીથી પળવાર સરી ગયો. ત્હેની આંખો મિંચાઇ અને મીઠી નિદ્રામાં મધુર સ્વપ્નો જોવા લાગ્યો. પ્રિય પાઠક! આપણે ત્હેની સ્વપ્ન સૃષ્ટીમાં કેમ જઇ શકીયે ?

---

## પ્રકરણ ૧૮ મુ.

# चतुर्भुजनी चिन्ता !

[1] नैसर्गिकी सुरभिणी कुसुमस्य सिद्धा,
मूर्ध्निस्थितिर्न चरणै रवताडनानि. भवभूति.
शरीरे खर्खरीभूते व्याधीग्रस्तकलेवरे,
औषधं जान्हवी तोयं वैद्यो नारायणो हरिः

True love's the gift which God has giveu,
To man alone beneath the heaven.
It is not fantasy's hot fire
Whose wishes soon as granted fly,
With dead desire it does not die

---

૧ સુગંધી કુસુમની સ્થિતિ તો સ્વાભાવથીજ મસ્તિક ઉપર સિદ્ધ છે, પગ તળે લાતો ખાવી એ ત્હેની સ્વાભાવિક સ્થિતિ નથી; ભવભૂતિ.

It is the secret sympathy
The silver link the silken tie
Which heart to heart and mind to mind
In body and in soul can bind.

Sei. W. Scott.

ચારૂશીલામાં ઘણો ફેરફાર થઇ ગયો છે. ત્હેનું મધુરૂં હાસ્ય હવે કોઇ પ્રસંગેજ જોવાય છે. મીઠી વાણી મનહર વાતો ક્યારેકજ સંભળાય છે. સુકંઠના ગાન તો અલોપજ થઇ ગયા છે. વાંચવું ત્હેને ગમતું નથી. માત્ર નિરાશા ને દુઃખજ ત્હેના સાથીઓ રહ્યા છે, નિઃસાસા અને આંસુઓજ ત્હેના સંબંધી રહ્યા છે. એક અજબ–મોહક મૂર્તિ જાગૃતમાં ત્હેની સ્હામું સ્વપ્નમાં ત્હેની કલ્પના સૃષ્ટીમાં ભમ્યા કરે છે, અને ત્હેને કહે છે, "પ્રિય ચારૂ, મ્હારા ત્યાગનું કારણ તુંજ છે, અને સુખનું કારણ પણ તુંજ છે. હું રખડું છું દુઃખી થાઉં છું, તે ત્હારાજ માટે. આજ ત્હેનું જીવન છે. પણ આશા વિના જીવન વ્યર્થ છે; અને નિરાશાનું કંઇ પણ ઔષધ હોય તો આત્મઘાતનો વિચાર છે. કેટલાક સંબંધી જનો તો આનંદ પામતા ત્હેને ઘેર આવતા, ચારૂને મશ્કરી અને હ્હાંઉંથી બોલાવતા, પણ ચારૂની નિરાશા જોઇ અનેક વિચારો કરતા. આ વાત ગામમાં પણ ખૂબ ચર્ચાતી, સ્ત્રીઓને તો કંઇક ઉદ્યમ જોઇએ, એટલે આવી વાત ત્હેમના ઉદ્યમના વખતનો મ્હોટો ભાગ રોકતી. રાધા પાર્વતી અને ચતુર્ભુજનેજ ત્હેના માટે ખરી ચિંતા હતી. રાધાનો પતિ બિમાર હોવાથી તે તો ભાગ્યેજ કંઇ કરી શકતી. પાર્વતીને ત્હેના દુઃખની ખરી ચિન્તા હતી, પણ સગપણ તોડી નાંખી જ્ઞાતિનો ખોફ વોરી લેવા જેટલી હીંમત ન હતી. માત્ર

ચતુર્ભુજજ આમાં વધારે દુઃખી હતો. રાત્રિના અગીયાર વાગે ચતુર્ભુજ વખારેથી ઘેર આવ્યો. ચારૂના ઓરડામાં બતી ઝાંખી ઝાંખી બળ્યા કરતી હતી. દરવાજો ખુલ્લો હતો. ચતુર્ભુજે ધીમેથી દરવાજો ઉઘાડ્યો, અને અંદર દાખલ થયો. ચારૂ એક આરામ ખુરશીપર સુતી હતી. આંખ મિચાયલી હતી. ગાલપર સુકાયલા અશ્રુના શેરલ પ્રકાશમાં જરા ઝળકી રહ્યા હતા. હાથમાં એક કાગળ હતો. તેમાં જોતાં અક્ષર ઉદયચંદ્રના જણાયા. શંકા, જીજ્ઞાસા, આશ્ચર્યથી ચતુર્ભુજ સ્તબ્ધ થઇ ગયો. કાગળ જોવાની જીજ્ઞાસા પ્રબળ થઇ. ચારૂ નિદ્રામાં હતી ને કાગળ હાથમાંથી સહેલાઇથી સરી આવે એમ હતો. કાગળ ધીમેથી સેરવી લઈ બતી પાસે જઇ જોવા લાગ્યો.

"સહમજ્યો. ઉદયચંદ્રે કરેલા ભાષાંતરના હસ્ત લેખનો આ છેલ્લો ભાગ છે. મ્હારા ટેબલમાંથી ચારૂને મળ્યો હશે.' આટલું બોલી કાગળ વાંચવા લાગ્યો.

"મેં મહિનાની એક સવારે હું ટેકરી ઉપર ફરવા ગયો. કુદરતનો દેખાવ ખુશકારક હતો છતાં મ્હારૂં હૃદય તો ડસ ડસી રહ્યું હતું. મ્હને વિચાર થયો, કે શું કુદરત આ હલકા પ્રાણીઓને સુખમાં રાખે છે, અને મ્હારા જેવાને સુખથી દૂર કરે છે?"

ઓ વૃક્ષો, ઓ ચોગાન, ઓ સુખી પક્ષીઓ! કહો, કહો કે કુદરતના આ વિશાળ વિશ્વમાં કઇ કઇ જગાએ સુખ ભર્યું છે? પક્ષીઓએ મ્હારા આશ્રપર ગાન ગાયું. પવનની લહરીએ મ્હારી આસપાસ સુસવાટો કર્યો, અને કુદરતના રોફદાર ગીતે કહ્યું. પ્રેમ એજ આનંદ છે, પ્રેમ એજ ઇશ્વર છે; પ્રેમ એજ સુખ છે. જગતની દરેક વસ્તુનું જીવન પ્રેમથીજ છે. ત્હેની નિચે ચારૂના અક્ષરો હતા,

પ્રીતિ એવી વસ્તુ કિંમત ન ઝવેરી કરી શકે,
જડે ના તે જોતાં શતવરસ જો આ તન ટકે;
વળી પૂરાં પ્રેમે કપટ ભરિ જો હોય કરણી,
નહીં નારી તે તો ભુંડિ જરૂર તે પેટ ભરણી,[1]

વાંચી, નિશ્વાસ નાંખી, પત્ર તરફ જોઇ રહ્યો. "ચારૂ! ચારૂ! શું તું ત્હારૂં ભવિષ્ય નથી જોતી? તું આવું આવું તે શાને ગોખી રાખતી હઇશ? જે કેળવણી ત્હને સુખી કરવા, ત્હારૂં જીવન શ્રેયસ્કર માર્ગે વાળવા આપી તેજ ત્હને દુઃખરૂપ થાય છે. મ્હારે તે શું કરવું? કોને પૂછવું? મિત્રો કંઈ સલાહ દે છે, પત્ની કંઈ કહે છે, પિતા બિજું કરે છે, મ્હારે તે શું કરવું? શું જાણી જોઇને આ મધુર કુસુમને કરમાવી નાંખવું? શું આવી પ્રેમી વાસનાઓનો ધ્વંસ કરવો? આ વાક્યો બોલતાં ત્હેનો સ્વર ગળગળો થઇ ગયો, નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં. બ્હેનના સુંદર ચહેરા તરફ જોઇ રહ્યો. શાંતિ, પ્રેમ પવિત્રતા ત્હેના પર વાસ કરી રહેલા જણાયા. શું આ મધુર સુગંધી પુષ્પ ધરનારી વેલી એક શુષ્ક બાવળના થડ સાથે બાઝવા સર્જાયલી હશે? પૂર્વે ક્ષત્રીઓ ઇચ્છિત કન્યા જો લગ્નમાં ન મળે તો ત્હેનું હરણ પણ કરતા, સુભદ્રાના હરણમાં અર્જુનને શ્રીકૃષ્ણે પણ મદદ કરી હતી. ઉદય જો અહીં હોત તો ગમે તે કરત, પણ હવે તો બે દુઃખો, એક તો આનું લગ્ન અટકાવવું અને બીજું ઉદયને શોધવો, અને ત્હેનું સગપણ તોડવું. આ બન્ને કરતાં જ્ઞાતિનો રોષ વ્હોરી લેવો પડશે." આટલું બોલી ત્હેણે ગજવામાંથી એક પરબીડીયું કહાડ્યું. "આનંદજીની સલાહ પણ કેટલેક દરજ્જે વ્યાજબી છે." એમ કહી તે પત્ર વાંચવા

[1] ચંદ્ર ચકોરી કાવ્ય.

લાગ્યો.

પ્રિય ચતુર્ભુજ,

'હું આપને મ્હારા અનેક પત્રોમાં કહી ગયો છું કે સાંસારિક સુખનો આધાર આપણી ગૃહવ્યવસ્થા પર છે અને ગૃહ વ્યવસ્થાનો આધાર લગ્ન પર છે. એક પુરૂષ જેની પાસે અઢળક ધન છે, ચાકરો ત્હેની સેવામાં ઉભા છે, ગાડી ઘોડા વગેરે પુષ્કળ છે પણ ત્હેના ઘરની ધણી બહુજ ક્ષુદ્ર સ્વભાવની છે, રાતદિવસ કજીયા થાય છે, ઘરમાં સુખને બદલે દુઃખ મળે છે, પ્રેમનું તો નામ પણ નથી. બાળકોને કેળવણીને સ્થાને ખરાબ સંસ્કારો પાડવામાં આવે છે, કોઇ સ્થાને પત્ની ગરીબ સાધ્વી છે અને પતિ દુર્ગુણી છે. કહો, કે આ દમ્પતિ દુઃખી કે સુખી? પણ એક દમ્પતિ બહુજ ગરીબ છે. ઝૂંપડામાં રહે છે, સુખનો સાધારણ છે પણ પતિપત્ની અન્યોન્ય તરફ પ્રેમ રાખનારાં સંતોષી અને નીતિવાન છે. આમાં સુખનું કારણ ધન છે કે સદ્‌ગુણો? ભલે ત્હમે મ્હને અવિવેકી, કે ઉદ્ધત કહો પણ હું તો સત્ય કહેનારો છું. મ્હને જે સત્ય લાગે તે કહેવામાં હું કોઇની પણ દરકાર રાખનારો નથી. ત્હમે જેની સાથે ત્હમારી બ્હેનનું સગપણ કર્યું છે, તે મનુષ્યને હું સારી રીતે ઓળખું છું અને તેથીજ મ્હને ખુલ્લું કહું છું કે ત્હમે લાભ કરીજ ત્હમારી બ્હેનનું જીવન ખોવ્યું છે. ત્હેની મૂર્ખાઇનું એક દૃષ્ટાંત પેપરોમાં પણ છપાયું છે. ( આ પત્ર સાથે એ પેપર મોકલ્યું છે ) પણ ભાઈ શ્રી! હજી કંઈ ગયું નથી. સૌ ત્હમારા હાથમાં છે. હીમ્મત ધરો, કુધારાને હણો ને સુધારાનો પ્રકાશ કરો. જ્ઞાતિ રૂઢિઓનો બ્હીક રાખવાનો વખત વહી ગયો છે. અને કદાચ તેથી સખતમાં સખત સજા ભોગવવી પડે, તો પણ શું મ્હારા સુજ્ઞ મિત્ર પોતાની

વિદ્યા–વિકસિત ભગિનીને આમ અંધકારમાં ધકેલી દઈ પોતે સુખે બેશી રહેશે ?"

પત્રનો આ ભાગ વાંચતા ચતુર્ભુજનું મુખ લાલ થઇ ગયું. ત્હેના મુખપર શૌર્ય હિંમતના ચિહ્નો જણાયા. ફરી એકવાર તે ચ.રના મુખ તરફ જોઇ રહ્યો. પત્રે ત્હેનું ધ્યાન ખેચ્યું.

"ગુજરાતમાં સુધારાની શરૂઆતમાં કેટલા સુધારકોને જ્ઞાતિ બહાર મૂક્યા ? પણ એજ જ્ઞાતિ બહાર મૂકાયલા, મહિપતરામ, નર્મદાશંકર, દલપતરામ, કરસનદાસ માટે આજે ગુજરાત સમસ્ત મગરૂરી ધરાવે છે. એમના કોળાહલ–પ્રયત્નને પ્રતાપેજ ગુજરાતી હિન્દુ સંસારમાં આટલો ફેરફાર થવા પામ્યો, એમના પ્રતાપેજ આટલા સંસ્થકારો થયા અને એમને પ્રતાપેજ સરસ્વતીચંન્દ્ર જેવો મહાન ગ્રંથ લખાયો."

સત્ય સાથેમાં અસત્ય હમેશાં વગે આવે છે પણ નૈતિક બલ ( Moral courage ) તે અસત્યને ધૂલીમાં રગદોળી પોતાના માર્ગને સ્વચ્છ કરે છે. અને એજ નૈતિકબળ કીર્તિ વરે છે. ભાષણો કરવામાં, નીતિના વાક્યો બોલવામાં કે સંસાર સુધારાના લેખો કરવામાં કંઈ ખરો સુધારો નથી, પણ કર્તવ્યમાંજ ખરા સુધારાનું દર્શન થાય છે.

"ભાઈ, મ્હને કહેવા દો કે સગપણમાં, વરના પક્ષનું સર્વ રીતે હિત સધાય છે, અને કન્યા પક્ષને સર્વ રીતે નુકશાન છે. બાલપણમાં છોકરાનું સગપણ કરનાર માબાપનો હેતુજ એ છે કે ભવિષ્યમાં ત્હેમની પાસે ધન ન રહે કે પ્રતિષ્ઠા ભંગ થાય કે છોકરો દુરાચરણી થાય કે પોતાનો સ્વર્ગવાસ થાય તો પછી એને નહીં મળે. આમાં ખરેખર છોકરો દુરાચરણી કે આંડો થઇ જાય અને કન્યા પક્ષના લગ્ન કરવાની ના કહેતો આપણા મહાજનો અનીતિને–અનાચારને ઉત્તેજન આપવા

કુમર કસી મેદાન પડે છે, અને સગપણ તોડવામાં મહાનપાપ જણાવે છે, પણ જો છોકરી ગાંડી થઇ જાય તો હેની સામે એક બીજી પરણવા—બે પત્નીઓ પરણવા વસ્ને કંઇ નથી કહેતા. આ શું દેખીતો અન્યાય નથી. ? પચાસ વર્ષનો ડોસો પાંચમીવાર બાઇ ! આપણા દેશમાં પરણે તે ધર્મ, અને દશ વર્ષની ઉમરે વિધવા થયેલી પુનર્લગ્ન કરે તે અધર્મ. પુરૂષ પક્ષ હરેક રીતે સબળ છે. સ્વચ્છન્દી છે, અને કોમલાંગી, કોમલ હૃદયવાળીજ નારીનેજ દરેક પ્રકારે દુઃખ છે.”

મ્હારી છેલ્લી સલાહ ત્હમને એટલીજ છે કે કોઇની પણ બ્હીક રાખ્યા વગર, સગપણ તોડી નાંખી, અને હૃદયની શોધ કરાવો, શોધ કરતાં મળશે—જરૂર મળશે. અને આ પ્રેમી જોડલાં ને ત્હેમના સંસાર માર્ગમાં જોડી સંસાર સુધારાનો ડંકો વગાડો.”

લિ ત્હમારો

આનંદજી

આનંદજીનું કહેવું એક રીતે વ્યાજબી છે. બીજી રીતે મ્હારી દ્રષ્ટિ ત્હેને ગેરવાજબી જુએ છે. સગપણમાં સર્વ રીતે વરના પક્ષનુંજ હિત સધાય છે એમ નથી. ઉભય પક્ષના લોકો અધિકાધિક સબંધમાં આવતાં જાય છે. ત્હેમજ વર કન્યાને પણ પ્રેમ બાંધવાનો અવકાશ મળી શકે એમ છે. સગપણ તોડવાથી કન્યાવિક્રય કરનારાઓ પણ લાલચ વશ થઇ સગપણ તોડી નાંખશે. અનેક અનર્થોના બીજ રોપાશે. વળી પિતા કદાચ હઠ લઇ મ્હને ન ગણકારતાં પોતેજ લગ્ન કરે તો મ્હારૂં શું ચાલે ? આને આ ચિન્તામાં નિશ્વાસ નાંખી કાગળ ગજવામાં મૂક્યો. સુતેલી બ્હેનપર દ્રષ્ટિ નાંખી ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૯ મું.

# नारी कर्तव्य !

**The millstreams that turn the clappers of the world arise in solitary places**

**Helps**

**Here is a system of education in one word, be it your care, then to train up mothers who shall know how to educate their children.**

**Home makes the man.**

સમય પાણીના પ્રવાહ પેઠે ચાલ્યો જાય છે. ત્હેને અટકવા કોણ સમર્થ છે. પળ પળ જતાં ચારૂનું લગ્ન પાસે આવતું જાય છે, ઘરમાં નરસિંહભાઇ શિવાય સૌ ચિંતાજ કરે છે, આજે ચૈત્રી ચંદ્રનો દિવસ છે. ચારૂના ઓરડામાં આજે કંઇ નવિન પ્રકારની શોભા દ્રષ્ટિ ગોચર થાય છે. એક સુંદર ગાદિ અને તકિયાનું આસન ગોઠવેલું છે. આખા દિવાનખાનામાં જાજમ પાથરેલી છે. આ જોઇ જોનાર સહજ અનુમાન કરી શકે કે ત્હેના ઘરમાં કોઇ મેમાન આવનાર હશે.

બાર વાગ્યા તે પહેલાં તો આખું દિવાનખાનું સ્ત્રીઓથી ભરાઇ ગયું. કોઇ પોતાના બાળકોને સાથે તેડી આવી હતી. સ્ત્રીઓની વાતચિતથી સ્થાન ગાજી રહ્યું હતું. ઇંગ્રેજોમાં હજારો કે તેથી પણ વધારે લોકો એકઠા થવા છતાં એટલો અવાજ નથી થતો એટલો આપણામાં વિવાહ કે અન્ય કોઇ પ્રસંગે દશ પુરૂષો કે સ્ત્રીઓ એકઠી થવાથી

થયા છે. અહીં પણ સૌ એક બીજાને પૂછાપૂછ કરી રહી હતી

" અલી, મોહિની, એ આવનાર બાઈ બંગાલી મડમ છે કે ? "

" હા. અને મ્હને તો મ્હારૂ બ્હેન કહેતી હતી કે, ગહિણી ઉપર સમજાવશે.

" ક્યાં છે ગહિણી. "

" એતો મ્હને શી ખબર ? "

" ત્યારે તેં પૂછ્યું શું ? વયમાં વધી છે પણ અક્કલમાં નથી વધો. હું પૂછું છું. " તે તત્ક્ષણ ઉઠી પાર્વતી પાસે ગઇ. પાર્વતી બ્હેન, ગહિણી ક્યાં છે જેના ઉપર મડમ સમજાવશે ?

પાર્વતીને મનમાં તો ખુબ હસવું આવ્યું પણ ઉપરથી દાબી, શાંતિથી ઉતર આપ્યો. ઘરની ધણીયાણી તે ગૃહિણી ત્હેનો ધર્મ શો એ સમજાવશે. "

" ઠીક હવે સમજી પેલી મોહિની એન્જ ઉંધુ વાળ્યું. " સંતુષ્ટ થઇ પૂછનાર ફરી પોતાને સ્થાને ગઇ.

બરાબર બાર વાગે ગાડીનો અવાજ સંભળાયો. પાર્વતી બારી-માંથી મુખ કહાડી જોવા લાગી. સૌની આતુર દ્રષ્ટિ એનાપર ટકી. મુખ ફેરવતાં ત્હેણે ' આવ્યા ' શબ્દ ઉચ્ચાર્યો. અને દ્વાર બાજુ ગઇ. આવનાર બે બંગાલી સ્ત્રીઓ અને એક છ સાત વર્ષની બાલિકા હતી. આંમાં એકનો પોષાક સફેદ—વિધવા જેવો હતો. વાચક! તું ત્હેને ઓળખે છે? તે સરલા દેવી છે. અહિં કેમ અને ક્યારે આવી એની કંઇક કલ્પના તો ત્હેને થઇ હશે. મહાત્મા નરેન્દ્રે ત્હેને ઇન્દુચંદ્રના દુઃખનું કારણ તપાસવા મોકલી હતી. બાબુ પદ્મિનીનાથ મહામંડલનો સભાસદ હોવાથી તે ત્હેને ત્યાં રહી હતી. સાથે આવનાર પદ્મિનીનાથની પત્ની

અને પુરી હતાં.

પાર્વતીએ આ ત્રણેનો સત્કાર કરી ત્હેમને આસનપર બેસાડ્યાં આસન જોઇ ચકિત થઇ સુરલાદેવી બોલી, "મ્હારે અહીં નથી બેસવું. મ્હારી બ્હેનો જાજમપર બેસે ને હું ગાદીપર બેસું એ યોગ્ય ન કહેવાય." એમ કહી તેણે ગાદી તકીયો કહાડી નાંખ્યાં.

"પણ ત્હમે તો અમારા મેમાન છો." પાર્વતી બોલી.

"તેથી શું થયું. મેમાન એટલે અધિકાર ભેદ પણ થાય ?"

સર્વ સ્ત્રીઓ ત્હેના તરફ માન અને પૂજ્ય ભાવથી જોઇ રહી. અને ત્હેમનાં આતુર અને વિનીત હૃદયમાં ત્હેની મધુર પરોપકારિણી વાણી રેડાઇ.

પ્રિય બ્હેનો! જગત્ દેશ કે વ્યક્તિની ઉન્નતિ કિંવા અવનતિ કરવામાં સ્ત્રી કેટલો મ્હોટો ભાગ ભજવે છે એ ન સમજાયાથી આપણી કેટલીક બ્હેનો પોતાની પવિત્ર ફરજો ભૂલી જાય છે. અને સંસારને ત્હેનાં માઠાં ફળ ચાખવાં પડે છે. ત્હમે બધી બ્હેનો જાણતી હશો કે આદત અથવા ટેવ એ શબ્દો આપણામાં બહુ સાધારણ થઇ પડયા છે. એ ટેવ પાડવી જેટલી સહેલ છે તેટલીજ દૂર કરવી મુશ્કેલ છે. કેટલીક, ના, ઘણીખરી ટેવો એવી હોય છે કે જે જીવનના અંત સાથેજ વિરમે છે. તે ટેવો ઘરમાંજ પડે છે. ઘરમાં પુરૂષ કરતાં સ્ત્રીનો મ્હોટો ભાગ છે એ ત્હમે સૌ જાણો છો. પુરૂષ બહારના વ્યવહારમાંજ પૂરો છે અર્થાત ઘરના બાળકોને કેળવવામાં તે બહુ થોડું કરી શકે છે. ત્યારે કોઇ પણ મનુષ્યની સારી કે માઠી ચાલ માટે જવાબદાર કોણ? ગૃહિણી. જે દેશમાં ગૃહિણી સુશિક્ષીત, નીતિવાન, બળવાન છે તે દેશમાં પ્રજા પણ સુશિક્ષીત નીતિવાન, બળવાન હશે. શીવાજી મહારાજને

ઉદાર શૌર્ય જાતિ વાત્સલ્ય, ના મહાન ગુણો અર્પણ કરનાર ત્હેની માતાજ હતી. અમારા બંગાળાના મહાપુરૂષ દેવેન્દ્રનાથ ટાગોર પોતાના મહાન ગુણો ત્હેમની પિતામહી માંથીજ મળ્યા જણાવે છે. મહર્ષિ રાનડેનું જીવન લખનાર પણ ત્હેમની માતાના ગુણોની પ્રશંસા કરે છે. દરેક મહાન પુરૂષની બાબતમાં આવુંજ બનવું જોઇએ, પણ આપણા દેશમાં ખરા ઇતિહાસો અને જીવન ચરિત્રોના અભાવને લીધે દ્રષ્ટાંતો ગણ્યા ગાંઠ્યાજ છે. પણ આપણા પર રાજ કરનારી ઇંગ્રેજ પ્રજામાં એ દ્રષ્ટાંતો દરેક પુરૂષ કે સ્ત્રીના જીવનચરિત્રમાં દ્રષ્ટિ ગોચર થાય છે. આપણા દેશમાં હમણાંજ આવેલા મી. કેરહાર્ડી પોતાની માતા માટે કહે છે કે, મ્હારા ધારવા પ્રમાણે મ્હારી માતાના ગીતોએ અને પિતામહીનો દંત કથાઓ અને ઐતિહાસીક પ્રસંગોના વર્ણનો એ મ્હારા પર સર્વોત્તમ અસર કરી. અમેરીકન રાજનીતિજ્ઞ રૅન્ડોલ્ફ કહે છે કે હું એક નાસ્તીક થઈ ગયો હોત જો એકજ યાદદાસ્ત મ્હારા અંતઃકરણમાં ન રહી હોત, અને તે મ્હારી માતાના શબ્દોની હતી, તે મ્હને ગુંટણ પર બેસાડી કહેતી, આપણો સ્વર્ગીય પિતા ટન્ડેલના જીનચરિત્રમાં લખ્યું છે કે એક કારખાનાના માલિકોનો ધારો હતો કે તેમાં કામ કરવા આવનાર માણસને ત્હેની માતાનાં ગુણ અવગુણ વિશે પૂછતા. તે સંતોષકારક જણાય તો તરતજ ત્હેને કામે લગાડતા. ક્રોમવેલનું જીવન લખનાર ત્હેના પિતા મ્હાટે બહુજ થોડું લખે છે. પણ ત્હેની માતાના ગુણો વિષે લખે છે કે, ત્હેમાં સ્વાશ્રય, ગમે તેટલી વિપત્તિ પડે તોપણ નિડરતા, સાહસ આદિ મહાન નૈતિક ગુણો હતા. અને તેજ ત્હેના પુત્રની ઉન્નતિના કારણ રૂપ હતા. એવું એક દ્રષ્ટાંત હમણા મુંબાઇમાં પણ બન્યું હતું. એક ગુજરાતી યુવક કોઇ સ્ત્રીના પરથી

પસાર થતો હતો. ત્હેની પાછળ કેટલાક નીચ લોકો પડયા. તે એટલો તો બીધો કે નાસવાની યા ઉભા રહેવાની હીંમત ન રહી. બહુજ ગભરાઇ ત્હેણે પોકાર કર્યો. સીપાહી આવ્યા ત્યાર પહેલાં તો ચોર લોકો નાશી ગયા હતા, પણ ત્હેની બ્હીક નાઠી નહીં. પોલીસ અમલદાર આ જોઈ ખુબ હસ્યો અને ત્હેને પ્રશ્ન કર્યો, ત્હારી માતાએ ત્હને કોઈ દિવસ બ્હીવડાવ્યો હતો?'

"ત્હેણે ડોકું ધુણાવ્યું અને કહ્યું કે મ્હને સુવડાવવા તે ભૂત આવ્યો, હાઉ આવ્યો વિગેરે શબ્દો બોલતી.'

અણસમજણને લીધે કરેલી ન્હાની સરખી ભૂલ પણ કેટલી બધી હાનીકારક થાય છે. એ આ ઉપરથી સારી રીતે સમજાય છે. જ્યાં જ્યાં સારા કે ખરાબ પુત્ર પુત્રીઓ થઇ છે થાય છે ત્યાં ત્યાં માતાનાજ ગુણદોષ છે." આટલું કહી સરલા દેવી પોતાના ભાષણની કેટલી અસર થઈ છે તે જોતી શાન્ત રહી.

"દેવી," એક સ્ત્રીએ કહ્યું, "આ અમારો છોટીયો મારી મારી નિશાળે મોકલીયે તો પણ ભાગી જાય. એમાં અમારો શો દોષ. અમે ક્યાં કહીયે છીયે કે નિંશાળે ના જા."

"બ્હેન મારવાથી બાળકો નથી સુધરતા. તેમ કરવાથી તો માતા અને બાળક વચ્ચે અભાવ ઉત્પન થાય છે, બાળકને સુધારવા પ્રેમ અને મમતાની જરૂર છે. તમારો છોરુ નિશાળે નથી જતો ત્હેનું કારણ તમેજ જાણે અજાણે ઉભું કર્યું હશે? શું બાળકની કેળવણી તે ચાર કે પાંચ વર્ષનો થાય ત્યારથીજ શરૂ થાય છે? ના, તે તો ત્હેના પ્રથમ શ્વાસથીજ, ત્હેની પ્રથમ ચીચીયારીથીજ, ત્હેના પ્રથમ હાસ્યથીજ શરૂ થાય છે. એક સ્ત્રીએ શિક્ષકને પુછ્યું, "માસ્તર, મ્હારા છોકરાનું શિક્ષણ

ક્યારે શરૂ કરશો." ત્હેણે જવાબ આપ્યો, "બાઇ જો અત્યાર લગી ત્હમે ત્હેનું શિક્ષણ શરૂ ન કર્યું હોય તો ત્હેના ચાર કે પાંચ વર્ષ ફોકટમાં ગયાં સમજવાં." તાતપર્ય કે બાળકનું શિક્ષણ શાળામાં જાય છે ત્યારથીજ શરૂ થાય છે એવું કંઇ નથી. ત્હેને ત્હમે જાણીને શિક્ષણ દો કે નહીં પણ ત્હેનું શિક્ષણ તો શરૂ થઇ ગયું હોય છે. બાળક જેમ જુએ છે તેમ કરે છે. ઘરમાં દુરાચાર જોશે તો તે કરશે, તેમ સદાચાર—નમ્રી શાંતવાત શુદ્ધ આચાર ચલણ જોશે તો તે પ્રમાણે કરશે એજ ત્હેના જીવનના બંધારણ રૂપ થાય છે. ભાવિ શિક્ષણ કદાચ ત્હેના એ ગુણોને ગતિ આપી અન્ય દિશાગામી કરે પણ ફેરવી તો નજ શકે. ઇંગ્રેજીમાં કહે છે કે. Child is the father of man બાળક પુરૂષનો પિતા છે. તે ગુણો જે જીવન પર્યંત અંતરના ઉંડામાં ઉંડા ભાગમાં રહે છે તે બાળપણમાંજ મળે છે. જો ત્હમે ત્હમારા બાળકોને હલકા નોકરોના હાથમાં મૂકશો તો તેઓ તેવાજ થવાના. બાળપણથીજ ત્હેની અભ્યાસ એવા દૃષ્ટાંતો ગોઠવવા કે જેની સારી અસર થાય. બાળપણમાં મન ખુલું. કોમળ હોય છે તે વખતે જે બી રોપાશે તે તત્તુંજ વૃક્ષરૂપે દર્શન દે છે. પારસી કવી સાદી' કહે છે કે,—

> વાળો લીલા કાષ્ટને નિજ ઇચ્છા અનુસાર,
> પણ સુકું અગ્નિ વિના થાય ન સિધું લગાર.[1]

બાળપણમાં ત્હમે જાણીને સારાં દૃષ્ટાંતો મુક્યાં હોય કિંવા સ્વાભાવિક રીતે મૂકાયા હોય તો બાળક પર સારી અસર થાય પણ તેમ ન હોય તો તેથી ઉલટું તો હોયજ અને તે અલબત્ત કરી બાળક ખરાબ થાય. ભલી બ્હેન, ત્હમે કોઇ વખતે ત્હમારા છોકરા પાસે પ્રેમથી

---

૧ આ ત્હેનું ગુજરાતી ભાષાંતર છે.

શિક્ષણના ગુણની વાતો કરી છે ? કોઈ વખતે ત્હેની પાસે એવા દ્રષ્ટાંતો મોકલ્યાં છે ?"

"એ અમે શું જાણીયે ?" પ્રશ્ન કરનાર સ્ત્રી બોલી.

"હા. ટેસીજ માતાને જ્ઞાન આપવાની-શુદ્ધ જ્ઞાન આપવાની મ્હેં પ્રથમ ભલામણ કરી છે. માતાને જ્ઞાન આપો અને આખું જગત જ્ઞાની થશે. જો માતા જ્ઞાની સુશીક્ષિત હોય તોજ બાળક પાસે પોતે દષ્ટાન્ત રૂપ રહે. ગૃહિણીનું માતા તરિકેનું કર્તવ્ય સર્વોપરી છે પણ ત્હેની સાથે બીજાં પણ અનેક કામો કરવાના હોય છે. એ વળી કોઇક વખતે સમજાવીશ ! આમાં કોઇને કંઇ પૂછવું હોય તો સુખે પૂછો ?"

"દેવી, તમે સ્ત્રીઓને ભણવાનું કહો છો પણ ભણવવાથી કેટલીક વખત ગેરફાયદા થાય છે. કેટલીક સ્ત્રીઓ મ્હેં મુંબાઇમાં જોઇ છે, જેમના પતિ ગરીબ હોવા છતાં, અમુક અમુક પ્રકારના અલંકારો વિના ત્હેમને લેશ પણ ચાલતું નથી. અનેક નિરૂપયોગી વસ્તુઓ ત્હેમના જીવનના મુખ્ય ભાગ રૂપ થઈ રહી છે. ફરવામાં ને મ્હોટી મ્હોટી વાતો કરવામાંજ તેઓ કેળવણીનો અર્થ સમજે છે."

"બ્હેન, એ કંઇ કેળવણી નથી. હું જે કેળવણી કહું છું તે એનાથી જુદી છે. આ કેળવણી તો કેળવણીના નામને પણ લજાવનારી છે. સ્ત્રીએ ઉત્તમ ગૃહવ્યવસ્થા રાખવાનીજ કેળવણી લેવી જોઇએ. ઘરમાં સ્વચ્છતા-સુંદરતા કેમ રાખવી, રસોઈ કેમ કરવી નવરાસનો વખત કેવા ઉદ્યોગમાં ગાળવો, એટલું શીખી કે બસ. સ્ત્રીઓ ગ્રેજ્યુએટ કે મ્હોટા મ્હોટા હોદ્દા મેળવી પુરૂષો સાથે બહારના કામમાં પડે તો આ સુંદર ગૃહરાજ્ય પાયમાલ થઈ જશે. અને નામના લાભ બદલે મ્હોટો ગેરલાભ થશે."

" એવીજ કેળવણી હમણા મળેછેજ ક્યાં "

" વિવાહમાં, જ્ઞાતિ ભોજનોમાં કે એવાજ કોઇ પ્રસંગમાં હજારો રૂપીઆ ઉરાડી દેનાર ધનવાન હિંદુઓને માટે 'આ કાર્ય કંઇ અસાધારણ નથી. આપણી રીતપર ઉપર કહેલું શિક્ષણ આપવા માટે સ્ત્રી પાઠશાળાઓ ઉઘાડવાનો પ્રયત્ન ચારે તરફ થાય છે. અને સત્વર ફતેહ મળવાની આશા છે. "

પ્રશ્ન પૂછનાર સ્ત્રી સંતુષ્ટ થઇ. વખત થઈ ગયો હતો એટલે શ્રદ્ધાળુ હિન્દુ સ્ત્રીઓ દેવીને એક પછી એક નમન કરી ચાલતી થઇ. સરલાદેવી પણ તેટલાજ પ્રેમથી ત્હમને નમન કરતી હતી. ઢોંગી સાધુઓ કે ધુતારી સ્ત્રીઓ પાસે દોરા ધાગા કરાવનાર—ત્હમને શ્રદ્ધાથી પૂજનાર અજ્ઞાન સ્ત્રીઓને આવી નિઃસ્વાર્થી સ્ત્રી તરફ પ્રેમભાવં ઉત્પન થાય એ કેવલ સ્વાભાવિક છે.

થોડીવારમાં તો દિવાનખાનું ખાલી થઈ ગયું. પદ્મિનીનાથની પત્નિ અને પુત્રી ઉપર અગાસીપર હવા લેવા ગયા. દેવી ચારૂશીલા અને પાર્વતી બાકી રહ્યાં. આ વખતે ચતુર્ભુજ દિવાનખાનામાં દાખલ થયો. પાર્વતી તરફ દ્રષ્ટિ કરી, દેવીને સ્મિત કરી કહેવા લાગ્યો,

" ત્હમે તો સ્ત્રીઓને અમારી સ્હામે થવાનું શિક્ષણ આપો છો. "

" ના. ત્હમે ભૂલ્યા. સ્હામે નહીં પણ સાથે થવાનું શિક્ષણ આપું છું. "

સૌ હસી પડ્યા.

---

# પ્રકરણ ૨૦ મું.

# પ્રેમ પરીક્ષા. !

પ્રેમી અંતર આપણા એ રંગ ધરશે ક્યાર,
ને પેલાં પ્રિય ગાન પવનના ગાશે હૃદય સિતાર. ખબરદાર

તુટે પ્રીતિ ત્યારે નરસ મન જાણે સરસને,
તુટે પ્રીતિ ત્યારે બહુજ જુગ જાણે વરસને.
મટે ના તે વ્યાધિ કદિ જતિ ભૂવા કે ફકીરથી,
મટે ના તે વ્યાધિ જરૂર કરી જો વૈદ્ય જનથી.

ચન્દ્ર ચકોરી કાવ્ય.

સરલા દેવીને આજે અંહિજ જમવાનું હતું એટલે પાર્વતી રસોઇ કરવા ગઇ. ચતુર્ભુજ પણ થોડા વખત બેસી ચાલતો થયો. દિવાનખાનામાં સરલા દેવી અને ચારૂશીલા રહ્યાં. "બ્હેન ચારૂ! ત્હારા મુખપર શોકની રેખા કેમ જણાય છે?" દેવી શાંતિથી બોલી.

"ના ના દેવી મ્હને એવું કંઇ નથી." ચારૂશીલા એ વાત છૂપાવી.

"એ તો મ્હારાથી કેટલો વખત છૂપાવીશ.? ત્હારો હાથ આપ."

"શાને?"

"હું જોઇશ, મ્હને જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ છે."

ચારૂને કંઇ કંઇ કલ્પનાઓ કંઇ કંઇ આશાઓ કંઇ કંઇ દુઃખના ભયંકર ચિત્રો દેખાતા. તેણે શરમાતા મુખે હાથ સરલા દેવીને આપ્યો. જરા રેખાઓ જોઇ સરલાદેવી ચારૂનાં મુખ તરફ જોઇ રહી." ત્હારા

હૃદયમાં કોઇ પુરુષનો વાસ છે."

**આરૂનું** મુખ લજ્જા ભયથી ફીક્કુ પડી ગયું. ભવિષ્ય સાંભળવા ઇચ્છનાર વનિતા સાંભળી ચોંકી. એને મીઠું સ્નેહ કહી

" આરૂ, તું શરમા ના. મ્હને ત્હારા મનની વાત કરી દે."

**આરૂશીલા** ના નેત્રમાંથી એક અશ્રુ ખરી પડ્યું.

" દેવીએ ત્હેને છાતી સાથે ચાંપી કહ્યું **આરૂ**, રો ના. ઈશ્વર સૌ સારા માટેજ કરે છે. અંધકાર ન હોય તો પ્રકાશની કીંમત કેમ સમજાય? વિયોગ ન હોય તો પ્રેમનુ મૂલ્ય કેમ સમજાયે. ગોપીને જો વિયોગ પીડા ન થાત તો શ્રીકૃષ્ણચંદ્ર તરફ ત્હેમની કેટલી પ્રીતિ હતી એ કેમ જાણી શકાત. આની પછવાડે પણ ઇશ્વર ત્હેને સુખ આપવાનો હશે તો શું ખબર પડે?"

નિરાશાના ગાઢ અંધકારમાં **આરૂશીલાને** આશા પ્રકાશ જણાયો. " ત્હેનું હૃદય આશા નિરાશા વચ્ચે લટકવા લાગ્યું. અને ડસકાં ખાતાં બોલી માજી, મ્હને ભવિષ્ય બહુ ભયંકર જણાય છે. જેનું હું રાત દિવસ રટણ કરૂં છું ત્હેણે મ્હારો ત્યાગ કર્યો છે, મ્હારા માટે સંસારનો ત્યાગ કર્યો છે."

" જેણે ત્હારા માટે સંસારનો ત્યાગ કર્યો છે તેણે ત્હારો ત્યાગ નહીં કર્યો હોય.

" પણ જગતમાં મ્હારા માટે હવે શું રહ્યું છે?"

બેટા ધીરજ ધર ફીકર ના કર. જો એનો ત્યાગ ત્હારા માટે છે અને ત્હારૂં દુઃખ એના માટે છે તો પ્રતિદીન ત્હમે બન્ને સમીપ આવતા જાઓ છો.

તું ધૈર્ય ધર ધૈર્ય ધર ચક્રવાકી
થશે થશે સૂર્ય પાછા વિકાશી
દુઃખ સમયે ધૈર્ય ધારીને રહેવું,
સત્પુરૂષને શાસ્ત્રનું વાક્ય એવું.

દેવી ઝીણે સ્વરે બોલી.

"ત્હમારાં આ ભેદ ભરેલાં વાક્યો હું સમજી નથી શકતી."

"ચારૂ કદાચ એ અહીં હોય અને ત્હને એનો પાછળ સન્તા- સાનિ થઇ આવતા હોઉં તો તું ... કે નહીં."

ચારૂશીલા જવાબ ન ... શકી. ત્હેનું મુખ ગંભિરતા ધા- રણ કરી રહ્યું.

"ઘણા વખતે માત્ર બહારના આડંબરથી લલચાઇ જઇ સ્ત્રી પુરૂષો ...માં પડે છે. ... અને જરા મત ભેદ હતાં પ્રીતિ ... છે. દમ્પતિ જીવ... દુઃખી થઇ નાશ પામે છે."

ચારૂશીલા ...

"હું મ્હારી ચારૂના ... પરિચયથી પણ કહી શકું છું કે ત્હેનું હૃદય શુદ્ધ સ્નેહને પોષનારૂં છે. તેમજ ત્હેનો મોહ બહારનો નહીં પણ શુદ્ધ અન્તરનો છે. ચાંરૂ ... કે હું ત્હારા પતિ તરફથી દૂતિ થઈ આવી હઉં તો?" સરલાદેવી ...ટલું બોલી ચારૂ તરફ જોઈ રહી.

ત્હેના મુખપર મધુર-રમણીય સ્મિત ઝળકી રહ્યું, દેવીના મુખ તરફ આતુર દ્રષ્ટિએ જોઈ રહી. ત્હેના બોલવાનો ગંભીરપણે વિચાર કરવા લાગી, હૃદય પ્રિય તરફનો સંદેશો સાંભળવા આતુર-અતી આ- તુર થઈ રહી.

એટલામાં પાર્વતીએ ખણ્ડમાં દાખલ થઈ. "રસોઈ તૈયાર છે."

" ભલે ભાઈ આવો. "

એતો ત્યાં બેઠા છે. બાજુ સાહેબનું કુટુંબ પણ ત્યાં છે.

" ઠીક ત્યારે ચાલો. "

સરલા દેવી, પાર્વતી અને ચારૂશીલા ત્રણે પાસેના ખણ્ડમાં ગયા. ત્યાં પાટલા પડેલા હતા. દેવી ત્હેની પાસે બાજુ પદ્મિનીનાથની પત્ની અને પાસે બાજુ પોતે બેઠા. સ્હામે નરસિંહભાઈ અને જમનાનો પતિ શાંતિદાસ ગોઠવાયા. ચારૂ અને પાર્વતી રસોડામાં રહ્યાં અને ચતુર્ભુજ પીરસવા ઉભો રહ્યો.

જમી રહ્યા પછી પાન સોપારી લઈ સઉ ચારૂના ખણ્ડમાં આવી બેઠાં

" દેવી, અમારી ચારૂશીલાના લગ્ન થાય ત્યાં સુધી તો અહીં રહેશો ને ? " નરસિંહભાઈ બોલ્યો.

" ચારનું લગ્ન ક્યાં થવાનું છે ? " સરલાદેવીએ પ્રશ્ન કર્યો

" વર મુંબાઇથી આવશે. "

" એ પણ અમારી ચારૂ બ્હેન જેવો ભણેલો હશે. "

" એતો, બાઈના નસીબ, " નરસિંહભાઈ, શરમાઈ મુખ નિચું કરી બોલ્યો, ત્હેણે તો પૈસો જોયો હતો.

દેવી ત્હેના મુખ તરફ જોઈ રહી, તેમ તેમ ત્હેને વધારે લજ્જા થવા માંડી, અને પોતાનું કામ અઘટિત હોય—નિયમ વિરૂદ્ધ હોય તેના અંદરથીજ કોઈ શક્તિ ત્હેને ઉપાલંભ દેતી જણાઈ.

" દેવી, સ્ત્રીઓને કેળવવા પુરૂષોએ શું કરવું? ચતુર્ભુજે પ્રશ્ન કર્યો.

[1]" ત્હમારો પ્રશ્ન કંઈ સઘળા પુરૂષોને લાગુ પડી શકતો નથી,

1 શાકુન્તલ નાટકનું ભાષાંતર.

પણ ભણેલા પુરૂષોનું કર્તવ્ય છે કે પોતાનું જ્ઞાન સ્ત્રીઓમાં સહવાસ અને વાત ચિતથી ઉતારવું અને તે માટે ગૃહ–જીવનમાં તેઓએ રસ લેવો, તથા પ્રેમ બાંધવો. પ્રતિષ્ઠીત વિચારશીલ વર્તમાન પત્ર અને માસિક ઉપરાંત સ્ત્રીઓ પાસે ઘરમાં જગતના કેટલાંક મહાન્ પુસ્તકો વંચાવવાને આવા પચીસ ત્રીશ પુસ્તકો વારંવાર વાંચવાથી જે લાભ થાય છે, તે સેંકડો નિર્માલ્ય પુસ્તકો વાંચવાથી નથી થતો." [૧]

"પણ અવિભક્ત કુટુંબ ત્હેમાં વિઘ્નરૂપ થાય છે."

અવિભક્ત કુટુંબ, સ્ત્રીઓના રક્ષક, પોષક અને શિક્ષકનું કામ સારે છે. આમાં ત્હમારા વડીલો અને ત્હમે જ્ઞાનની એકજ ભૂમિકામાં ન હોવાથી મતભેદ થતાં કુટુંબ ઘણાક સુધરેલા લોકોને કંટકરૂપ થઇ પડે છે, પણ ત્હમે જ્યારે ઘરના વડીલો થશો ત્યારે ત્હમે અને ત્હમારા પુત્રો જ્ઞાનની એકજ ભૂમિકામાં હોવાથી એ મતભેદ ટળી જશે. હમણાં કરવાનું એટલુંજ કે ત્હમારા સુધારામાં વિરૂદ્ધ થનાર લોકોને યથાશક્તિ પ્રેમથી સ્હમજાવવો. અને ત્હેમને પણ આ રસમાં ભાગ લેતા કરો.

ચતુર્ભુજ શાંત રહ્યો. આવી ઘણી વાતો કર્યા પછી સરલા દેવી અને પદ્મિનીનાથનું કુટુંબ ત્હેમના ઘર તરફ વિદાય થયું. અને બાકીનું મંડળ પણ વેરાઈ ગયું.

ચારૂનું મન આજે વ્યાકુળ થઈ ગયું. શું સરલાદેવી પ્રિયનો કંઈ સંદેશો લાવી હશે? એ પ્રશ્ન ત્હેને વારંવાર થતો અને ત્હેનો ઉત્તર પણ ઘણી રીતે મળતો.

---

૧ જુઓ "સ્ત્રી બોધ" માસિકની જ્યુબિલી વખતે થયેલું મિ. જસ્ટીસ ચીમનનું ભાષણ.

## પ્રકરણ ૨૧ મું,

# મેઘજીભાઇની તૈયારી !

છાંડયા છાંડયા રે આર્ય આચાર હિંદુએ આજે,
માંડયા માંડયા રે અધર્મ અપાર રૂઢિને રાજે,
લોપી લોપી રે લોકે તો લાજ શાસ્ત્ર શ્રુતિની લોપી
કોપી કોપી રે કળજુગ આજ કેર કરે છે કોપી.

નવલરામ

"બાકી કેટલા દિવસ રહ્યા શેઠ, ?"

"વીશ; માત્ર વીશજ દિવસ," શેઠે ઉત્તર આપ્યો.

સાંજના ચાર વાગ્યા હશે. મેઘજી શેઠ તકીયા પર લાંબા થઇ, પડ્યા હતા. સ્હામે બેઠેલા ભગવાનજીએ પ્રશ્ન કર્યો, શેઠની જમણી બાજુએ ખુરશીપર જ્ઞાતિમિત્રનો તંત્રી આનંદજી બેઠો હતો. આ વાત સાંભળી મનમાં ખિન્ન થયો હોય એમ ત્હેના મુખપરથી જણાયું મેઘજી શેઠ ત્હમે વ્યાપારી છો! પણ નથી વ્યાપારમાં કુશળતા ધરાવતા અને નથી વ્યવહારમાં કુશળતા ધરાવતા." આનંદજી બોલ્યો.

"ત્હમે કેમ જાણ્યું ?" ભગવાનજીએ સ્હામો પ્રશ્ન કર્યો.

"વ્યાપાર-નીતિની અકુશળતા માટે તો આપણા સર્વે વ્યાપારીઓ દૂષિત છે. ત્હેમનો વ્યાપાર દેશનો દેશમાં છે. પૂર્વે-જ્યારે ગુજરાતી અને મહારાષ્ટ્રી પોતાને ભિન્નદેશવાસી સ્હમજતા ત્યારે એ નીતિ કુશળ ગણાતી હોય, પણ ભારતવર્ષ સમસ્તને જ્યારથી આપણે એક દેશ માનવા-જોવા લાગ્યા ત્યારથી એ નીતિ અકુશળ જણાવા

લાગી છે. અહીંનો વ્યાપાર દેશનો દેશમાં હોવાથી, લાભ હાની દેશનેજ થાય પણ આમાંથી વિદેશીયો જે હાથ મારી જાય છે. લઇ જાય છે તે આખા દેશને નુકશાન કરે છે.—રંક બનાવે છે."

"કોણ કહે છે? ગયે વર્ષે મ્હને દશ હજાર રૂપીયા મળ્યા. અમારો વ્યાપાર ઓફીસોવાળા સાથે છે. અમને કાં નથી લૂટી જતા?" શેઠ ગુસ્સાથી બોલ્યો.

"હા. શહેરવાસીઓને કદાચ દેખીતો લાભ જણાતો હોય, પણ અંદરના ભાગને આથી સખ્ત ગરીબી વેઠવી પડે છે. ત્હમારો નિકાશ વ્યાપાર ખેડુતો ઉપર અને ખેડુતો વારંવારના દુષ્કાલને લીધે, સરકારના કરને લીધે અમલદારોના ઝૂલમને લીધે, કેવા ચૂસાઈ જાય છે? તેમજ ત્હમારા દશ હજારના ફાયદામાં ત્હમારા કેટલા ભાઇઓને ગેરલાભ થયો હશે? અહીંની ઘણીખરી ઓફીસો તો આડતનુંજ કામ કરે છે.' એટલે મીયા મરે તો હલવાને બીબી મરે તો બી હલવા, અને બન્ને જીવે તો બી હલવા. ત્હમને લાભ થાય, વિલાયતવાળાને થાય કે બન્નેને થાય તો પણ એમને તો લાભજ છે. ત્હમે માલ મગાવો તો ત્હમારા જોખમેને વિલાયતવાળા મગાવે તો ત્હમને જોખમે, તમારી પાસે કબીલા કરાવવામાં, ત્હમારો માલ લેવામાં, તેમજ બીજી દરેક વ્યાપારની બાબતમાં તેઓ પોતાના સ્વાર્થને આગળ મૂકે છે. ત્હમારા વ્યાપારીઓમાં સંપ, વિદ્યા ને આજના વ્યાપારનું જ્ઞાન ન હોવાથી પોતાના સ્વાર્થ સાચવવા અશક્ત નીવડે છે." આટલું બોલી આનંદજી, મેઘજી શેઠના મુખ તરફ જોઈ રહ્યો.

"ઓફીસોવાળા દરેક રીતે પોતાનો સ્વાર્થ આગળ મૂકે છે એ તો ખરૂં છે. અમને માલ આપે સારે પૈસા આગળથી લે, અને એમની

માલના પૈસા તો માલ તોળાવ્યા પછી પણ ચાર દિવસે આપે."

આનંદજી ગુસ્સામાં આવી બોલ્યો, "ત્હમે સમજો છો કે ત્હમારા નિરાશ વ્યાપારની સ્થિતિનો આધાર ખેડુતો ઉપર છે, તે ખેડુતોની સ્થિતિ સુધારવા ત્હમે કંઇ પણ પ્રયત્ન કર્યો છે ? પાશ્ચાત્ય ખેતીનો અભ્યાસ કરી આપણા દેશની ખેતી સુધારવા કોઇ વિદ્યાર્થીઓને ત્હમે મોકલ્યા છે ? કપાસ જેનાપર મીલોનો સઘળો આધાર છે ત્હેની ખેતી સુધારવા કયા મીલ માલીકોએ કોશીષ કરી છે. ? આ શું વ્યાપારીઓની અકુશળતા નથી."

"ત્યારે વ્યાપારીઓએ પોતાના સ્વાર્થનું રક્ષણ કરવા કયો માર્ગ લેવો ?" ભગવાનજીએ પૂછ્યું.

"ત્હેમણે ઐક્યથી જોડાવું, અને જે જે શહેરોમાં વ્યાપાર ચાલે છે તે તે શહેરોમાં સભાઓ સ્થાપવી તે દ્વારા પોતાના દરેક સ્વાર્થોનો વિચાર કરી તે માટે માર્ગ શોધવો."

"પણ કામ સરકારના હાથમાં છે ને ?"

"નહીં ત્હમે ભૂલો છો. પ્રજા વિરૂદ્ધ એક પળ ભર પણ ટકવું સરકારને મુશ્કેલ થઇ પડે છે. પ્રથમ તો ધન સંગ્રહ કરી આપણા વિદ્વાન ઉત્સાહી યુવકોને પરદેશમાં ત્યાંના ખેતી ઉદ્યોગ વ્યાપારનું શિક્ષણ લેવા મોકલવા, તેઓ પાછા ફરે ત્યારે ત્હેમને મદદ આપી ત્હેમના દ્વારા ત્હમારી યોજના પાર પાડવી,—વ્યાપાર ખેતી કળાઓ ખીલવવી."

"હા, એમ થાય, મેઘજી ભાઇ બોલ્યો, પણ પ્રથમ સંપ ક્યાં?"

"સંપ છે પણ તે પ્રકટ નથી. એક બાળક પણ પોતાના સ્વાર્થને સારી રીતે સમજે છે. શું વ્યાપારીઓએ સ્વાર્થ નહીં સમજતા હોય ? માત્ર ત્હેમને જગાડવા કોઇ બ્હાર પડતો નથી."

" જો આપણે જોડાઇ જઇએ તો સાહેબ લોકો પણ ક્યાં જોડાયલા નથી. ? " મેઘજીએ શંકા કરી.

" એટલેજ તે યૂથની આપણા છૂટા છૂટા વ્યક્તિઓપર આટલી અસર થાય છે, જો આપણે પણ યૂથમાં જોડાઇયે તો હેમની અસરથી બચી જઇ આપણે પણ હેમના પર અસર કરી શકીયે. "

" એવું તે ક્યરે થાય ? "

" જો એવું નહીં થાય તો વખત એવો આવશે કે જ્યારે આજના વ્યાપારીઓ ભવિષ્યના દલાલો થશે, અને આજના દલાલો ભવિષ્યના કારકુનો થશે. અને ભવિષ્યમાં કારકુન થવા ઇચ્છા રાખનારાઓની કેવી ગતિ થશે એ તો ઇશ્વર જાણે. "

" મેઘજીભાઇની વ્યાપારમાં અકુશળતા સિદ્ધ કરી પણ એમાં તો સર્વ વ્યાપારીઓ દૂષિત ઠરે છે. હવે વ્યવહારમાં અકુશળ કહ્યા હેનું કારણ શું ? " ભગવાનજી બોલ્યો.

" એ મ્હારા લગ્ન માટે કહે છે. પણ એતો શાસ્ત્રમાં પણ કહ્યું છે."

" ના. શાસ્ત્રોમાં એવું લખ્યું છે એમ કહેવું એ શાસ્ત્રોને ખરાબમાં ખરાબ એબ લગાડવા જેવું છે. શાસ્ત્રોએ એવું કહ્યુંજ નથી. "

" ત્યારે આટલા લોકો કહે છે તે શું શાસ્ત્ર વિરૂદ્ધ છે. "

" જી હા. શાસ્ત્રો તો પ્રકૃત્તિમાંથી ઉદ્દ્ભવતી નૈતિક ઇચ્છાઓના પ્રતિબિંબ રૂપ છે. પ્રકૃતિથી વિરૂદ્ધ કૃતિ સર્વ દેશકાલમાં અશાસ્ત્રયીજ રહેમજની. "

" હમને એ વાતની ખબર ન પડે. શું સ્ત્રી મરી જાય હેની પાછળ સંતા થવું. ? '

" જ્યાં પ્રેમ છે. સાત્વિક પ્રેમ છે, ત્યાં એવુંજ થાય છે,—મીજીવાર

લગ્ન નથી થતું. જ્યાં રોજરોજ-સ્વાર્થી પ્રેમ છે ત્યાં થોડા સમયમાં જેની સાથે હજારો રાતો પ્રેમવાર્તામાં ગુજારી, જેને અનેકવાર હૃદય સાથે ચાંપી તે વિસ્મરણ ન થતાં પણ વાસના-ક્ષુદ્ર વાસના બળે લગ્ન થાય છે. પણ વૃદ્ધ થઈ અશક્ત થઈ સંતતીથી સંતુષ્ટ છતાં જે મનુષ્ય લગ્ન કરી એક નિર્દોષ બાળાનું જીવન બગાડે છે તે પામરમાં પામર અધમમાં અધમ છે."

શેઠનું મુખ ફીક્કું પડી ગયું-લોહી ઉતરી ગયું. મ્લાન મુખે તે આનંદજી તરફ જોઈ રહ્યો.

"તમે પેપરોને નવલ કથાઓ લખો, આમાં ન સમજો."

આનંદજી ગુસ્સામાંજ ઉઠી ચાલતો થયો.

"બીન અનુભવી છોકરા ખરા હાં, પોતાની વહુ મરી ગઈ. હવે પરણવા ના કહે છે. જણાય છે કે કોઈ વિધવા સાથે નાતરૂં કરશે."

"હરિ! હરિ! કોણ જાણે સમય શું નહીં કરે?" ભગવાનજી બોલ્યો.

"એવા તો ઘણા બક્યા કરશે આપણે કેટલાની દરકાર કરીએ."

## પ્રકરણ ૨૨ મું.

# काशी नगरी.

પવિત્ર ગંગાનદી પ્રાતઃકાલે મંદગતિથી વહે છે. ઉગતા સૂર્યના શાંત કિરણો પાણીના તરંગપર નાચતા જણાતા હતા. સુંદર કમલો

વિકસવા માંડ્યા હતાં. કાશીનગરના મંદિરોમાં થતા ઘંટનાદ ગગનને ગજાવી મૂકતા હતા. અનેક શ્રદ્ધાળુ સ્ત્રી પુરૂષો 'જય ગંગામૈયા જય વિશ્વેશ્વર' વિગેરે ધ્વનિ કરતા ગંગાનદિ તરફ સ્નાન કરવા જતા હતા. કાશીક્ષેત્ર હિન્દુઓનું સૌથી મ્હોટામાં મ્હોટું ધામ છે. એમ માનવામાં આવે છે કે શીવજીના ત્રીશુળની અણી ઉપર બાંધવામાં આવ્યું છે. ગંગાનદી મૂળથી મુખ સૂધી પવિત્ર ગણાય છે. પણ કાશી ક્ષેત્ર પાસે ત્હેની પવિત્રતા અનેકધા વૃદ્ધિ પામે છે. એ ક્ષેત્રનો એવો મહિમા ગવાય છે કે ત્યાં કંઈ ધર્મનું કામ કરવાથી બમણું ફળ થાય છે. યમુનાજીના સંગમ પછી એકસોવીશ માઈલ દૂર ગંગાજીના ઉત્તર કિનારા ઉપર શ્રી કાશીક્ષેત્ર આવેલું છે.

બનારસ શહેર ગંગાજીના ઉત્તર કિનારાપર આશરે ચાર માઈલ લંબાયું છે. નદીનો પટ એક ત્રતીઅંશ માઇલ કરતાં સહેજ વધારે છે. અને અર્ધ ચન્દ્રાકારનાં એક અમ્ભ્રાત સમાન બની રહે છે. નદીને કિનારે એક સો ફુટ ઉંચી ટેકરીપર મંદિરો મસજીદો મહેલો અને જૂદી જૂદી જાતના મકાનોની હારો લાગી રહી છે. ને ટેકરીની બાજુમાં પાણીની સપાટી સૂધી પ્હોંચતા પાકા પથ્થરના બાંધેલા ઘાટો દ્રષ્ટિગોચર થાય છે કાશીક્ષેત્ર અસલના વખતમાં હિન્દુ શાસ્ત્ર અભ્યાસ કરવાનું મુખ્ય સ્થળ હતું.

બનારસમાં કેટલાક પવિત્ર આશ્રમો અને પંડિતોની શાળાઓ છે. બ્રાહ્મણોની પવિત્ર વિદ્યાનું સ્થાન ગણી અનેક શીષ્યો–વિદ્યાર્થીઓ ત્યાં શીખવા આવે છે. વિદ્યા શીખવવી દાન રૂપ ગણી પંડિતો કંઈ પણ ફી લેતા નથી. અને પોતાંના નિર્વાહનો આધાર રાજ રજવાડા તથા બીજા શ્રીમંતો પર રાખે છે. પણ ઉત્તેજન મળવું દિન પ્રતિદિન

મુશ્કેલ થતું જતું હોવાથી, યુરોપીયન ભાષાઓ સાથે પ્રાચીન ભાષાનું શિક્ષણ ચાલુ કરવાથી, આ પ્રકારનું શિક્ષણ મંદ પડતું જાય છે.

કેટલોક સમય બનારસ બૌદ્ધ ધર્મનું પણ મુખ્ય સ્થાન હતું. તે વખતે વારણાની ઉત્તરે સરનાથની આસપાસ શહેર વસેલું હતું. સરનાથની જગ્યા હાલના શહેરથી સાડાત્રણ માઇલ દૂર છે. અહીં અદ્યાપી પર્યંત કેટલાક બૌધ ધર્મને લગતા મકાનોના ખંડીયરો દેખાય છે.

બનારસમાં ન્હાનાં મ્હોટાં સંખ્યાબંધ દેવાલયો છે. જયપુરના રાજા માનસિંહે એકજ દિવસમાં એકલાખ દેવાલયો બાંધવાનો સંકલ્પ કર્યો. તે પ્રમાણે એવી યુક્તિ કરી કે પથ્થરના મ્હોટા કકડાઓ પર પણ મંદિરની નીશાનીઓ કોતરવામાં આવે ત્હેને પણ દેવાલય ગણવું. હાલ પણ બનારસના ઘણા ભાગોમાં મ્હોટા પથ્થરોપર દેવાલયોની આવી ન્હાની આકૃતિઓ કોતરેલી જોવામાં આવે છે.

ઈ. સ. ૧૩૯૦ માં મુસલમાન સુલ્તાન અલાઉદીને એકહજાર દેવાલયો ભાંગ્યા હતા, પણ પાછા એ કરતાં પણ વધારે બંધાયા હતા. ઔરંગઝેબે પણ દેવાલયો તોડયા પણ આ વખતે પણ તેથી વધારે ચણાયા. અસલના મ્હોટા દેવાલયો મુસલમાનોએ તોડી નાખ્યા છે, એટલે હાલના મંદિરો દક્ષિણ દેશના મંદિરો જેવડાં મ્હોટાં નથી. પણ પથ્થર અને ચુનાના મજબુત બાંધેલાં છે. અને કેટલાંક અવર્ણીય કોતર કામ દ્રષ્ટિ ગોચર થાય છે.

લોકો પોતાનો ઘણો વખત નદીને કિનારે ઘાટ ઉપરજ ગુજરે છે. ઘાટ ઉપર સાધુ, યોગી, જતી ટોળાબંધ પડેલા હોય છે. નદીમાં હોડીમાં બેસી શહેરનું દર્શન કરતાં આ હિન્દુઓ અને બુદ્ધ ધર્માવલંબીઓનું મહા પવિત્ર સ્થાન આજે પણ દેવાલયો મહાલયો મસીદોથી

પોતાના ગૌરવમાં ઉભું હોય એવું ભાન થતાં પૂજ્ય ભાવ અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. કાશીમાં કેટલાંક મકાનો પાંચ કે ૭ માળ ઉંચા હોય છે, પણ રસ્તા ઘણાજ સાંકડા છે અને કેટલાકમાં તો કોઇ વાહન કે ભાર લાધેલા પ્રાણીને જવું પણ મુસ્કેલ થઇ પડે છે.

કાશીમાં દરેક વસ્તુની દુકાનો છે; અને ધંધો રોજગાર સારો ચાલે છે. પીતળપર ચિત્ર કામ માટે કાશી અસલથીજ પ્રખ્યાત છે. કાશી વિશ્વનાથના મંદિરની આસપાસ સાંકડી ગલીઓમા લોકો પીતલની તથા બીજી ધાતુઓની ન્હાની મ્હોટી પુષ્કળ મૂર્તિઓ બનાવે છે. સાલ રેશમી કાપડ અને ભરત કામ પણ થાય છે, બનારસમાં સોથી જુનામાં જુની વસ્તુ લાટ ભૈરવ છે, એમ ધારવામાં આવે છે કે ઈ. સ. પુર્વે ત્રીજા સૈકામાં બૌધ ધર્માવલંબી મહારાજા અશોકે ઉભાં કરેલા સ્થભો પૈકિ એકનો એ કકડો છે.

કાશીમાં બ્રાહ્મણો સાધુઓ પુષ્કળ છે, તેમ અસાધુઓની પણ ખોટ નથી. કેટલાક સાધુઓ અંગે ભસ્મ ચોળી હરહર મહાદેવ, બમ્મહાદેવ વિગેરે શબ્દો કરતા ગાંજાની ચલમો ફુંકતા લોકોને ધુતિખાતા શહેરમાં જે ઘાટોપર દૃષ્ટિ ગોચર થાય છે. તેમ ઘણા બ્રાહ્મણો શ્રદ્ધાળુ યાત્રાળુઓને—બહુધા સ્ત્રીઓને ધુતવા ઉપરજ આધાર રાખે છે?

આપણી કથાનો નાયક ઉદયચંદ્ર આજે આ પવિત્ર નગર કાશીમાં આવ્યો છે, ભારતદેવીના મંદિરમાં આવે ત્હેને પાંચ દિવસ થયા કે સરલાદેવી વિદાય થયાં. નરેન્દ્રસ્થાન જોવાની જીતાસા થતાં નરેન્દ્રનાથ પાસે આજ્ઞા માગી.

"દેવી આવે ત્યાં સુધી રહો." મહાત્માએ જવાબ આપ્યો.

"દેવીને હજી કેટલો વખત લાગશે?"

" એ હું નથી કહી શકતો, તથાપિ આશરે વીશેક દિવસ લાગશે."

" ત્યાં સુધી આર્યોના આ પવિત્ર સ્થાનનું દર્શન કરી આવીશ."

" ત્હમારૂં હૃદય એ ધામમાં જવાથી શાંત થશે. નવું નવું જાણવાનું મળશે. પણ ત્હમે કદાચ પાછા નહીં આવો તો ?"

" નહીં જરૂર આવીશ. આપને વચન આપું છું."

ઉદયચંદ્રે વચન આપ્યું ત્યારેજ નરેન્દ્રનાથે ત્હેને રજા આપી. અને ટ્રેનની ટીકીટ તેમજ ઉપલક ખરચ માટે ધન આપવા માંડ્યું.

ઉદયચંદ્રે તે લેવાની ઉપકાર સાથે ના કહી. " અસલના લોકો યાત્રા કરવાં જતા હતા ત્હેના કારણો અનેક હતા. પગ રસ્તે જવાથી વિધ વિધ પ્રદેશોમાં સૃષ્ટી સૌન્દર્ય જોતા, મનરંજન કરતા તેમજ વિધ વિધ લોકોના સ્વભાવ–ચાલ ચલણ જોતા, તેમજ યાત્રા દર્શનનો લાભ લેતા. હમણા રેલવે થવાથી યાત્રાઓનું એ મહાત્મ્ય જતું રહ્યું છે. મ્હારે તો પગ રસ્તે જવા વિચાર છે."

" પણ ત્હમે માર્ગ જાણો છો ? વચમાં લુટારાઓનું ભય પણ છે."

" માર્ગ તો પૂછી લઇશ. અને લુટારાઓ મ્હારી પાસેથી શું લેશે ?"

ત્હમારી ઇચ્છા ખરેખર સ્તુતી પાત્ર છે, પણ ચાલીસ માઇલનો માર્ગ છે માટે અશ્વ અને ભૂમિયો લેઇ જાઓ. ત્હમારો ઇચ્છીત અર્થ પણ સરશે, અને થાક પણ નહીં લાગે. ભારતદેવીના મંદિરના પાછલા ભાગમા કેટલાક ભૈયા (અયોધ્યા વાસિઓ) રહેતા હતા. તે પૈકિ એક બલવાન અને માર્ગ જાણનારને ઉદયચંદ્ર સાથે જવા આજ્ઞા કરી. બીજે દિવસે પ્રાતઃકાલે આ બન્નેજણ અશ્વાર થઇ કાશી જવા નિકળ્યા.

દેવીના મંદિરથી કાશીક્ષેત્ર લગભગ ચાળીસ મૈલ દૂર હતું. તે દિવસ ત્હેમણે મુસાફરી કરી રાતે એક ગામમાં રહ્યા અને બીજે દિવસે સવારે આ બન્નેજણું કાશી નગરીમાં આવી પહોંચ્યા અમ્રા રહેવાના સ્થાને બાંધી શહેરના વિવિધ દેખાવો જોતા, એક ઠેકાણે ઉદયની દ્રષ્ટિ આકર્ષાઇ. તે ત્યાં ઉભો રહ્યો.

એક પૂષ્ટ અંગવાળો સાધુ અંગે ભભૂત ચોળી. ધૂણી કરી પોતાની ધૂનમાં બેઠો હતો. બે ત્રણ યાત્રાળુઓ ભાવથી નમન કરી ત્હેની પાસે આવી બેઠા. ત્હેણે ત્હેમને ચલમ આપી એક વખતે જે સ્થાનમાં વેદાન્ત તત્વનું કે નીતિનું શિક્ષણ મળતું, જેના દર્શનથી કતકૃત્ય થવાનું તેજ સ્થાનમાં આજે જીવનને પાયમાલ કરનાર દુર્ગુણો મળે છે ? આવા લાખો સાધુઓ જે દેશનું અન્ન ખાય છે, ત્હેની સેવા કરવા બહાર પડે તો કેટલું કરી શકે ? ભારતબંધુમંડલનો સિદ્ધાન્ત મનાય અને તેવો પ્રવાસ આખા દેશમાં થાય તો આ સન્યાસીઓ કેટલા ઉપયોગી થઈ પડે." ઉદયચંદ્ર મનમાંજ બોલ્યો.

આની પાસે એક ન્હાનું દેવાલય હતું ત્હેમાં કેટલીક શ્રદ્ધાળુ સ્ત્રીઓ જય જય કરતી હતી. ઉદયચંદ્ર સાથેનો ભૈયો પણ દર્શન કરવા ગયો. ઉદય દ્વાર પાસે એક બાજુપર ઉભો રહી અંદરનો દેખાવ જોવા લાગ્યો. એક સુંદર આસનપર એક પુરૂપ આકર્પક પોષાકમાં સજ્જ થઇ બેઠો હતો. ત્હેના માથાપર ચાઇનીજ સફેદ રેશમનો ફેંટો શોભતો હતો. કાન કંઠ હાથ સોનાના ઘરેણુંથી શોભી રહ્યા હતા. અનેક સ્ત્રી પુરૂષો શ્રદ્ધાથી ત્હેને નમન કરતા હતા.

ભૈયો આવ્યો એટલે બન્ને જણ ચાલતા થયા.

ઉદયને આ મહારાજ સબંધી કંઇ પ્રશ્ન કરવાની જીજ્ઞાસા થઈ

પણ ભૈયો પોતેજ હેના ગુણુ ગાતાં બોલ્યો, આનો પિતા બહુજ પ્રતાપી હતો તે ધર્મ કર્મમાં પુરો તેમજ જ્યોતિષ શાસ્ત્રનો જાણ હતો. કોઇક વખતે તો તે ચમત્કાર કરી બતાવતો. આથીજ લોકોની હેન પર ભારે શ્રદ્ધા હતી. આ ચિદ્વિલાસી મહારાજ પણ એના પિતાને પ્રતાપેજ આજે હજારો રૂપીયા કમાય છે."

"હજારો રૂપીયા કોણ આપે છે?"

"ઘણું કરી સ્ત્રીઓજ આપે છે?"

હું તો કહું છું કે જેટલો વખત સ્ત્રીઓ જય જય કરી મંદિરોને હવેલીઓમાં જવામાં ગુમાવે છે તેટલોજ વખત અભ્યાસ કરવામાં અને અભ્યાસ હોય તો ધર્મના ગ્રન્થો—રામાયણ, ભાગવત પુરાણો વિગેરે વાંચવામાં ગુજારે તો આના કરતાં હજારગણો વધારે લાભ થાય." ઉદયચંદ્ર બોલ્યો.

"ખરૂં છે મહારાજ. પણ આજે એવું કરે છે કોણ? આ મહારાજ પણ વ્યસની છે. દરેક રીતે વર્તણુંક ખરાબ છે, છતાં પૂજ્ય છે."

---

## પ્રકરણ ૨૩ મું.

# प्रसंग वीर !

Glad hearts! without reproach or blot,
Who do thy work and know it not;

Wordsworth's Ode to Duty.

થોડા વખત શહેરમાં ફર્યા પછી તેઓ નિર્મિત આશ્રમમાં

આવ્યા. ભૈયો ત્યાં સામગ્રી તૈયાર કરવા રોકાયો, અને ઉદયચંદ્ર પાસેના ઘાટપર સ્નાન કરવા ગયો. આ સ્થાનની પાસે કેદારઘાટ નામનો સુંદર ઘાટ હતો. આ ઘાટપર બહુધા બંગાળી અને તૈલંગી લોકો સ્નાન કરવા આવે છે, પણ કોઈ કોઈ વખતે બીજા લોકો પણ દ્રષ્ટિગોચર થાય છે. ઉદયચંદ્ર ઘાટના ઉપલા પગથીયાપર ઉભો રહી ઘાટની શોભા અને યાત્રાળુઓની શ્રદ્ધાનું દર્શન કરવા લાગ્યો. તરી શકનારા પુરૂષો જલમાં તરતા હતા. કેટલાક કિનારે ઉભા રહી સ્નાન કરતા હતા. સ્ત્રીઓ પણ જય ગંગામૈયા, જય અંબે વિગેરે શબ્દોચ્ચાર કરતી સ્નાન કરતી હતી. ઘાટ ઉતરતાં ગૌરીકુંડ નામનો કુવો છે. ત્હેમાં કેટલાક રોગ સારા થાય છે એવું મનાય છે. નદીમાં સ્નાન કરી કેટલાક લોકો તેમાં સ્નાન કરતા હતા. આ ઘાટપરથી કેદારનાથનું સુંદર દેહેરૂં દેખાય છે. સ્નાન કરનારા પૈકિ ઘણા ખરા સ્નાન કરી આ મંદિરમાં દર્શન કરવા જતા હતા.

ઉદયચંદ્ર ઉભો હતો ત્યાં પસાર થતા સર્વ સ્ત્રી પુરૂષો આ નવા પોષાકવાળા પુરૂષ તરફ ધારી ધારી જોતા હતા, કોઇ ત્હેના આમ રહેવાનું કારણ પોતાના મિત્રોને પૂછતા. એક બંગાળી સ્ત્રી પોતાના બે વર્ષના ન્હાના બાળકને તેડી સ્નાન કરવા આવી. તે ધનવાન શ્રદ્ધાળુ તેમજ ઉદાર હોય એમ ત્હેની વર્તણુંક પરથી જણાતું. બ્રાહ્મણોના અને ભીખારીઓનાં ટોળાં ત્હેની પાછળ ભિક્ષાને માટે અનેક પ્રકારે આજીજી કરતા હતા. તે ઉદાર હાથે ત્હેમને ભિક્ષા આપતી. ત્હેની સાથે બે ચાકર સ્ત્રીઓ હતી. ઘાટના ઉપરના પગથીયા પર ત્હેણે પગ મૂકયો કે સ્નાન કરનારા પૈકિ ઘણા ત્હેના તરફ જોઇ રહ્યા. કોઈ કહેવા લાગ્યા કે “ દેવી જગતતારિણી માટે માર્ગ કરો. ” તરતજ ત્હેના માટે માર્ગ થયો.

આ ઘાટપર વસ્ત્ર ઉતારવાનું સ્થાન હતું. આ ત્રણે સ્ત્રીઓ અને બાળક ત્યાં ગયા. સ્નાન કર્યા પછી પહેરવાના શુદ્ધ વસ્ત્રો એક બાજુ રાખવામાં જગતતારિણી દેવી અને બે ચાકર સ્ત્રીઓ રોકાઈ. દેવી જગતતારિણીનો બાલ પુત્ર હૃદય મોહન હમેશા ત્હેની સાથે ન્હાવા આવતો અને કિનારાપર બેસી જલમાં નાચતો હતો. આજે પણ આનંદથી નાચતો તે પાણી ઉરાડવા લાગ્યો, ભાગ્યની ગતિ વિચિત્ર છે, પગ લપસી જતાં બાળક નદીમાં પડયો, ઘસડાયો અને પાણીના વેગમાં ખેંચાયો. કિનારાપર કોલાહલ થઈ રહ્યો. બાળકની માતા માથું કૂટતી ખૂબ જોરથી રોવા લાગી. બીજી સ્ત્રીઓ પણ ગભરાટમાં કોલાહલ કરી રહી. તરનારા પુરૂષો દૂર હતા.

આપણો કથાનો નાયક ઉદયચંદ્ર આ જોઇ તરતજ—આપણે લખી શકીયે તે કરતાં પણ તરત, પાણીમાં કુદ્યો; અને લાંબા લાંબા વામ ભરતો બાળક પાસે આવી પ્હોંચ્યો. બાળકને તરતજ લાંબા બાલમાંથી પકડી લીધો, અને એક હાથપર બાળકને રાખી એક હાથ અને બન્ને પગથી પાણી કાપતો તે ઘાટ તરફ આવવા લાગ્યો. માતા કંઇક શાંતિ પામી. આશા, જીજ્ઞાસા, ચિંતાથી તે જોઈ રહી. તરી શકનારા પણ હવે પાસે આવી પ્હોંચ્યા. ત્હેમની મદદની હવે જરૂર ન હતી. ઉદય બાળકને લેઈ કિનારા પર આવ્યો. જીજ્ઞાસાથી દ્રવતી—આતુર માતાએ બાળક લીધો પણ ત્હેનો શ્વાસ બંધ હતો. રે ! રે ! મ્હારો ઉદય ક્યાં છે ? ક્યાં છે આમાં જીવ ? તે ખૂબ રડવા લાગી. બીજા લોકો આસપાસ ઉભા રહી બાળકને જોવા લાગ્યા. એક માણસને ડૉકટર બોલાવવાની આજ્ઞા કરી ઉદયચંદ્ર બાલકને પુનઃલઈ સ્હામેના નજીકના મંદિરમાં ગયો. મંદિરના બ્રાહ્મણને તાપણી કરવાનું કહ્યું. દેવી

જગતતારિણીને અહીંના સૌ લોક ઓળખતા હતા, એટલે ટંડક મળશે એવી આશાએ મંદિરના રક્ષકોએ તરતજ તાપણી કરી. ઉદયચંદ્રે એક બાછાનું કરી બાળકને સૂવાડયો. અને પોતેજ તાપ કરવા લાગ્યો. લોકોનું ટોળું ઘરમાં આવી ભરાયું હોવાથી પવનનો માર્ગ બંધ થઈ ગયો હતો ત્હેમને વિખેરી મૂકવા ત્હેણે મંદિરના રક્ષકોને કહ્યું. પંદરેક મીનીટ તાપ કરતા બાળકના શરીરમાં ચેતન આવતું જણાયું. નિરાશ માતાની આશાનો સૂર્ય ઉદય થયો. " ધન્ય છે વીર, ભલે ત્હારી જનનીએ ત્હારા જેવા વીરને જન્મ આપ્યો, " પાસે ઉભેલો મંદિરનો રક્ષક બોલ્યો. જ્યાં સુધી બાળકમાં સંપૂર્ણ ચેતન આવ્યું ત્યાં સુધી ઉદયચંદ્રે પોતાનું કાર્ય કર્યા કર્યું. ડૉકટર આવી પ્હોંચ્યો ત્હેણે બાલકની નાડી તપાસી કહ્યું, "હવે તે સલામત છે." આનંદવશ માતાએ ઉદયચંદ્રની વીરતા અને ઉદાર પરમાર્થ વૃત્તિની કથા કહી સંભળાવી.

ડૉકટર પ્રસન્ન થઈ ઉદયચંદ્રના મુખ તરફ માન ભરેલી દ્રષ્ટિથી જોઈ રહ્યો.

" મહાશય, આપ ક્યાંથી આવો છો ? અહીં શાને આવ્યા છો ડૉકટરે પ્રશ્ન કર્યો.

" હું હાલતો ભારત દેવીના મંદિરમાંથી આ પ્રાચીન સ્થાનનું દર્શન કરવા આવ્યો છું

ઉદયચંદ્રે વિનયથી જવાબ આપ્યો.

" આપનું નામ ? "

" ઉદયચંદ્ર. "

" ઉદયચંદ્ર, ત્હમારી વીરતાથીજ આ બાળકનો જીવ બચ્યો છે. આ સ્થાને નિસ્વાર્થી ઉદાર પ્રેમથી આપે જે સેવા કરી છે, તે મ્હને

આપના તરફ પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે છે. ચાલો હવે હમારાં વસ્ત્રો બદલી નાંખો."

હૃદયમોહન હવે જરા જરા બોલવા માંડ્યો. માતા પ્રેમના ઉમકળાથી હેને પોતાની છાતી સાથે ચાંપી ચુંબન કરવા લાગી. પછી ડૉકટરની ગાડીમાં ઉદયચંદ્ર ડૉકટર અને દેવી બાળકના હૃદયમોહન સહિત બેઠા. ગાડી ચાલતી થઈ.

ઘર મંદિરથી વધારે દૂર નહીં હતું એટલે તરતજ તેઓ આવી પ્હોંચ્યા. આ વાત ઘરમાં વીજળીના ચમકારા પેઠે ફેલાઈ ગઈ. સૌ કોઈ પૂછ પૂછ કરવા લાગ્યા અને વાત સાંભળતાં આ નવા પુરૂષ તરફ પ્રેમ દ્રષ્ટિથી જોવા લાગ્યા.

ચાકરો તરતજ હેના માટે નવાં વસ્ત્રો લાવ્યા. ઉદયચંદ્ર વસ્ત્રો બદલી એક ખુરશીપર બેઠો.

"આજે જમવાનું અહીંજ કરજો."

"ના. મ્હારો સાથી વાટ જોઇ રહેશે !"

"એને પણ અહીંજ બોલાવો. ઠેકાણું આપો તો છોકરો બોલાવી આવશે"

"નહીં, જમવાથી શું થાય છે ? મ્હને સાંજ જવાદો."

"આજે તો અહીંજ જમવું પડશે." દેવીએ આગ્રહ કર્યો. અમે પોતે તો ક્ષત્રી છયે પણ રસોઇયો બ્રાહ્મણ છે એટલે તુમને ન્યાતબંધન નહીં નડે."

"ઉદયચંદ્ર શાંત રહ્યો."

"હમારૂં મૂળ વતન કયું ?" દેવીએ નવી વાત કહાડી.

"કરાંચી."

" એટલે હમણા તો યાત્રા કરવા આવ્યા હશો."

" જી હા. યાત્રા કરવાજ." હૃદયચંદ્રે જવાબ આપ્યો, પણ બોલતાં ત્હેના મુખપર શોકની છાયા જણાઇ. ત્હેણે નિશ્વાસને રોકયો. આ એટલા ચતુર સ્ત્રી ચેતી ગઇ. બન્ને પળવાર મૌન રહ્યા. આ વખતે ઘરમાં એક માણસ દાખલ થયો. હૃદયના હાથમાં એક પત્ર આપી ચાલતો થયો. ત્હેનાપર કોઇનું શિરનામું ન હતું. પત્ર ઉઘાડતાં અક્ષર ગુજરાતી જણાયા. હૃદયચંદ્ર આતુરતાથી પત્ર વાંચવા લાગ્યો.

" ઓ વીર પ્રવાસી! જો મ્હારી દ્રષ્ટિ મ્હને દગો ન દેતી હોય, જો મ્હારી સ્મરણ શક્તિમાં મ્હને પૂરેપૂરી શ્રદ્ધા હોય તો હું કહી શકું છું કે મ્હેં ત્હમને જોયા છે. ત્હમારી વીરતાને માટે કોઇ પણ ધન્યવાદ આપે તે કરતાં હું વધારે આપું છું. ત્હેના માટે કોઇ પણ ખુશી થાય તે કરતાં વધારે ખુશી થાઉં છું, પણ ત્હમારૂં આ ભ્રમણાત્મક જીવન જોઇ ચિંતાતુર થાઉં છું. ઉદય, શું ત્હમને આરોગ્યતાની પણ દરકાર નથી! કૃપા કરી કોઇ સ્થાને જાઓ ને વસ્ત્રો બદલી નાંખો."

" આ લખનાર કોણ! મ્હારી વીરતાને માટે આનંદ પામનાર, ભ્રમણને માટે શોક કરનાર, વસ્ત્રો બદલવાની શુભ સલાહ દેનાર, મ્હારૂં હિતેચ્છુ અહીં કોણ છે?" કંઇક જાણીએ આ જીજ્ઞાસાથી પત્ર આગળ વાંચવા લાગ્યો.

" આજ સાંજે પાંચ વાગે વિશ્વનાથના મંદિર પાસે કોઇ માણસ તેડવા આવશે, ત્હેની સાથે નિર્ભય થઇ આવજો."

હૃદયચંદ્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. દેવી પણ જીજ્ઞાસાથી ત્હેના તરફ જોઇ રહી.



## આશ્રય આપનારા

### ગામ મુન્દ્રા કચ્છ.

૧૦૧ શેઠ ઠાકરસી રાયસી.
૧૫ ,, વલ્લભદાસ વીઠ્ઠલજી.
૨૦ રા. અંબાલાલ જીવણજી નાયક
૫ શેઠ નરસિંહ નાનજી.
૫ ,, વિશ્રામ મુંજાભાઇ.
૫ ,, મેઘજી વિશ્રામ.
૫ ,, કલ્યાણજી મુલજી.
૫ રા. ખીમજી વીરજી.
૫ ,, પ્રેમજી શંભુરામ.
૫ ,, વેલજી દયારામ.
૫ ,, હેમનદાસ. લા
૫ ,, લક્ષ્મીદાસ મુલજી.
૨ ,, ધારસી દામજી.
૨ ,, પ્રાગજી ભવાનજી
૨ ,, ખેમચંદ ઠી.
૨ ,, ગુલાબરાય કે.
૨ ,, વીરજી ગોપાલજી.
૨ રા. નથુ ભીમજી.
૨ ,, કુંવરજી વિશ્રામ.
૨ ,, મેઘજી ગોકલદાસ.
૨ ,, ખેતસી ઓધવજી.
૨ ,, નેણસી ચોપસી.
૨ ,, પ્રાગજી ભવાનજી.
૨ ,, ધારસી દામજી.
૧ ,, શંભુ નાનજી.
૧ ,, ખટ્ટુ વેલજી.
૧ ,, ચતુમલ પી.
૧ ,, કરસન ટોકરસી.
૧ ,, દયારામ વીરજી.
૧ ,, દયાલ રતનસી.
૧ ,, શંભુ કુંવરજી.
૧ ,, જગનેશ્વર અમરજી.
૧ શાસ્ત્રી ભગવાનજી ઔષધ-
બનાવનાર.
૧ મવાડી નારણજી વિશ્રામ.
૧ રા. ગોકલદાસ લાલજી.
૧ રા. કહાનજી ગોવિંદજી.
૧ રા. હરજીવન દયારામ શુક્લ.

1 ,, વેલજી વીજયાશંકર.
1 ,, ભવાનજી મુલજી.
1 ,, હીરાનંદ વેરસીમલ.
1 ,, ઉદ્દામલ મોહાસલ.
1 ,, નાગજી દેવચંદ.
1 ,, વેલજી દેવજી.
1 ,, ખીમજી જેરામ.
1 ,, માવજી સુંદરજી.
1 ,, જેઠાનંદ હીરજી.
1 ,, વેલજી કલ્યાણજી.
1 ,, નાનજી વિશ્રામ.
1 ,, મેઘજી કેશવજી.
1 ,, લાલનસી મકનજી.
1 ,, ગોકલદાસ નરસી.
1 ,, સુંદરજી વાલજી.
1 ,, ભગવાનજી ડોસાજી.
1 ,, જેઠાનંદ મુલજી.
1 ,, રામજી હંસરાજ.
1 ,, નારાયણજી વાલજી.
1 ,, તુલસીદાસ કુંવરજી.
1 ,, મેઘજી કેશવજી.

જલગાંવ ( ખાનદેશ. )

2 રા. રણછોડદાસ નરસી.
1 ,, જશવંતરાવ.
1 ,, પીતાંબરદાસ વલ્લભદાસ.
1 ,, દીપચંદ પીતાંબરદાસ.

મુંબાઈ.

2 શેઠ ચત્રદાસ ચતુર્ભુજ.
3 ,, ગોવિંદજી ગોવર્ધનદાસ.
1 ,, જીવરાજ દામોદર.
1 ,, કલ્યાણજી નાનજી.

ભાવનગર.

2 શેઠ મોરારજી આણંદજી.

તેરા કચ્છ.

10 શેઠ હરીદાસ રામદાસ.

વિભાણ.

1 લક્ષ્મીદાસ ઉમરસી જોશી

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૮ | નથી | હતી. |
| ૬ | ૧ | છે | મેં |
| ,, | ૬ | પટથી | પેરથી |
| ,, | ૨૧ | રાધામાં | રાધાને |
| ૧૧ | ૭ | Enter | Ever |
| ૧૩ | ૭ | પણુ | પંગ |
| ૧૫ | ૧૩ | હૃદયં | હૃદય |
| ૧૭ | ૧૩ | કરત | કરતા |
| ૨૦ | ૭ | મુંજ | મુંજ |
| ,, | ૨૧ | કુસુમ | જોઇએ |
| ,, | ૨૩ | ,, | નજોઇએ |
| ૨૧ | ૨ | પોત, | હોત |
| ૨૪ | ૪ | જીવ | જીવન |
| ૩૬ | ૧ | જેપત | જંપત |
| ૩૮ | ૫ | શૈર | શિર |
| ૪૩ | ૧૧ | ગણુતા | ગણાતા |
| ,, | ૨૩ | મ્હાતા | મ્હાતા. |
| ૪૪ | ૨ | કામમાં | કાળમાં |
| ૪૫ | ૨૦ | સંતતિ | સંતતિની. |
| ૪૭ | ૧૮ | મનોવ્યથા | મનોવ્યાપાર |

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | ૧૫ | [illegible] | [illegible] |
| ૫૩ | ૧૦ | [illegible] | [illegible] |
| ૫૪ | ૧૧ | અતિ | [illegible] |
| ૫૭ | ૧૬ | અંદર | અંતર |
| ૫૮ | ૧૬ | [illegible] | [illegible] |
| ૬૨ | ૧૪ | ન | ( નહી જોઇએ ) |
| ૬૭ | શ્લોકાર્થ | વિહારે છ | વિહરે છે. |
| ૭૦ | ૭ | દ્રવ્યવા | દ્રવ્યવાન |
| ,, | ૨૦ | પુર | ફરી |
| ૭૨ | ૧૧ | આશ્રમ | આશ્રય |
| ૭૩ | ૧૦ | સ્થાપીયે, | સ્થાપી |
| ૭૫ | ૫ | પ્રેમવાસ | પ્રેમપાસ |
| ,, | ૧૭ | ધડિયે, | ઉડિયે, |
| ૭૬ | ૨૦ | Chellas' | Cheer'd |
| ૭૭ | ૧૯ | જળ | જમ |
| ૭૮ | ૮ | ભગવત્ | ભગવન્ |
| ,, | ૯ | ત્હમારો | ત્હમારી |
| ,, | ૧૧ | નથીજ | થીજ |
| ૭૯ | ૧૮ | ઠામે | [illegible] |
| ૮૦ | ૧૬ | ડરે | દહે |
| ૮૭ | ૮ | ત્હેની | ત્હેને |
| ૯૧ | ૧૫ | ચિરનો | ચિહ્નો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૪ | ૭ | जर्जरि | जर्जरी |
| ૯૫ | ૧૩ | જીન | જીવન |
| ૯૮ | ૨૧ | રૂઢિઓનો | રૂઢિઓની |
| ૯૯ | ૨૩ | અનાચરને | અનાચારને |
| ૧૦૦ | ૧૯ | વિશ્વાસ | નિશ્વાસ |
| ૧૦૩ | ૧૪ | ચાળવા | ચાખવા |
| ૧૦૪ | ૨૧ | પિતામહીનો | પિતામહીની |
| ૧૦૮ | ૧ | એવીજ | એવી |
| ૧૧૨ | ૧ | આવો | આવે |

---

